॥ श्री ॥

# ॥ पुराणोक्त आह्निक पद्धतिः ॥

साथ

रासोपाभिधेन ज्येष्ठाराम तनूजेन मोहोलाल

शर्मणा मुद्राङ्किता.

अमदावाद.

श्री राजनगर टाइप फाउन्डरी प्रीन्टींग प्रेस.

अमदावाद.

संवत् १९६०          इसवीसन १९०४

मूल्य रु. ०-४-०

# મનહર છંદ.



જગતના જીવનનું, બીજ બળવાન બને,
જગતમાં જાણીતી તે, નાત જાત જાણવી;
જીવાભાઇ તણા સુત, ઉમેદ ઇશ્વર અને,
કેશવ કેશવસમા, દાનીમાં છે દાનવી;
સ્વધર્મો સુધારવાને, આન્હિક ક્રિયાનું કર્મ,
લોકને વિલોકવાને, વિખ્યાત કરાવીયું;
ઘણું જીવો ઘણું રંજો, ઘણાં ઘણાં કામ કરો,
ધર્મ મર્મ તણું કર્મ, ધરામાં ધરાવીયું.

# ઉપોદ્ઘાત.

સર્વ દેહમાં મનુષ્ય દેહ શ્રેષ્ઠ છે અને મુક્તિ વીગેરેનું સાધન આ દેહથીજ થઈ શકે છે. મુકિત મેળવી પરમપદને પામવું એ માણસ માત્રનું અવશ્ય કર્ત્તવ્ય છે. પણ તે થવું અતિ દુર્લભ છે. કેમકે અનેક વિઘ્નરૂપ ભવાર્ણવમાંથી પાર પામ્યા બાદ પરમપદના અધિકારી થવાય છે માટે ધર્મનિષ્ટ જીજ્ઞાસુઓ સાંસારિક મોહમયી માયામાંથી મુક્ત થવા ઈચ્છા રાખે છે. અને તેજ પ્રમાણે; પ્રાચીન મહર્ષિઓ અને માહાત્માઓ સદ્ધર્માચરણ દ્વારા પોતાનું ઈષ્ટ સાધન કરી મુક્તિના પદને પામ્યા તે નિર્વિવાદ છે. કેમકે અદ્યાપિ પણ તેઓની અક્ષય મૂર્ત્તિઓનો આખા ભૂમંડળમાં વિદ્યા અને તપોબળનો મહાપ્રતાપ સત્કીર્ત્તિરૂપે પ્રકાશ કરી રહ્યો છે. અને તેમણે વેદને અનુસરતાં ધર્મશાસ્ત્ર પુરાણાદિક રચીને જે જે આજ્ઞાઓ ફરમાવી છે તે અદ્યાપિ પણ આપણને શીર માન્ય છે પણ બારીક દૃષ્ટિથી જોતાં આપણે આર્યબંધુઓ આપણા ધર્મ તથા કર્મથી ઘણાજ અજાણ્યા અને ભ્રષ્ટ છીયે. એમ કહેવામાં બાધ જણાતો નથી અને તેમ નથી ત્યાં સુધી આપણી ઉન્નતિ પણ નથીજ. એટલું જ નહીં પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ

એ ચાર પ્રકારનાં મુખ્ય પુરૂષાર્થમાંથી એકપણ પુરૂષાર્થ આપણા-થી ખરી રીતે સિદ્ધ થતું નથી. કેમકે એ ચારમાં પ્રથમ ધર્મછે. પણ તે ધર્મનું ખરૂ સ્વરૂપ જાણ્યા સિવાય વર્ત્તમાન સમયમાં ચોથા પુરૂષાર્થ(મોક્ષ)ની ઈચ્છા માણસ માત્ર રાખે છે. પણ તે ધર્માદિકના આચરણ કર્યા સિવાય મળશે કે કેમ તે સુક્ષ્મ દૃષ્ટિથી જોતાં સેહેજ માલમ પડી આવશે કે ધર્મની મુખ્ય આવશ્યક્તા છે. કેમકે આહાર વિહારાદિક ક્રિયાઓ પ્રાણીમાત્ર કરે છે. પણ ધર્માચરણતો મનુષ્ય પ્રાણીજ કરે છે, તેને માટે એક માહાત્મા લખે છે કે "धर्मेणहिनाः पशुभिः समानाः" માટે શ્રૃતિ સ્મૃતિમાં કહેલા ધર્મનું સેવન કરવું તે નિશ્ચય થવાથી આપણા શાસ્ત્રકારો, ધર્મનો ઘણો વિસ્તાર લખી ગયા છે. પણ તે આધુનિક સમયમાં વર્ત્તવામાં નહીં આવવાથી નષ્ટપ્રાય સરખા જોવામાં આવે છે. અને તેમાં વળી ઘણે ભાગે પુરાણોક્ત કર્મની પરનાળીકા બીલકુલ જોવામાં આવતીજ નથી. તેમ પુરાણોક્ત કર્મ માટે સ્વતંત્ર અને સરલ ગ્રંથો અદ્યાપિ બહાર પડેલા જોવામાં આવંતા નથી માટે મૂળ ગ્રંથોમાંથી વિસ્તાર ભાગ છોડી દેઇને "हंस क्षीर न्याय" ગ્રહણ કરી આ "पुराणोक्त आह्निक." નામનું પુસ્તક ધર્મશાસ્ત્ર તથા પુરાણના ગ્રંથોમાંથી પુરાણોક્ત કર્મના ચ.વિકા-

શીયોને કર્મમાર્ગમાં પ્રવૃત્તિ થવા શુદ્ધ શૈલીથી તૈયાર કરી ધર્મ-શીલ મહાશયોની સેવામાં મૂકાયુ છે. આ પુસ્તક તૈયાર કરવાના સંબંધમાં વે. શા. સં. ગણપતરામ ત્રંબકરામ દવેએ પોતાનો ઘણો અનુગ્રહ દર્શાવ્યો છે, જેથી હું તેમણે કરેલા ઉપકાર માટે તેમનો ઘણો આભારી છું.

આ પુસ્તકમાં પ્રાતઃકાળથી આરંભી માણસને જે જે ધર્મ કર્મ, શાસ્ત્રમાં દર્શાવ્યાં છે, તે તે નિરૂપણ કર્યા છે. અને તેની નિચે કર્મનું માહાત્મ ધ્યાનમાં આવવા માટે તેના અર્થ પણ લખાયા છે. એટલુંજ નહીં પણ તે અર્થની નીચે તે કર્મ કેવી રીતે કરવું તેની સમજુતી પણ લખવામાં અવી છે. ધર્મ કર્મ શા માટે કરવાં તેનાં કારણો ખોળવાની શાસ્ત્ર-કારોએ મના કરેલી છે. એ રીતે નીરંતર કરવાથી તેમાં ઉ-ડાં ઉતર્યા બાદ કારણ પણ સેહેજ આપણી બુદ્ધીથી દેખાય છે. માટે તે પુસ્તકમાં લખ્યાં નથી કેમકે તે કારણો લખ-વા ધારીયે છીએ તો તેનાં દ્રષ્ટાંત સિદ્ધાંતથી તે સિદ્ધ કરવાં પડે છે. અને તેમ કરવાથી ગ્રંથ ઘણો મોટો થઈ પ-ડે છે. સિવાય કર્મ કરનારાને અર્થ, સમજુતી, કારણો વીગેરે અવલોકન કરતાં ઘણો કાળ ક્ષેપ થાય તેથી ઉલટુ

કર્મ બદલ્લાહને અનાસ્થા થઈ જાય એમ ધારીને પણ લ-ખ્યાં નથી.

મુળમાં મુખ્યત્વે કરીને મુખપાઠથી અધ્યયન ચાલતું અને તે વખતે પુસ્તકો લખવામાં આવતાં નહોતાં ત્યારે તે સમયમાં ભણનારા અને ભણીને તે પ્રમાણે આચરણ કર-નારાની સંખ્યા ઘણી હતી ત્યારપછી જ્યારે પુસ્તક લખવા શરૂ થયાં ત્યારે ભણનારાઓ મુખપાઠ રાખવાનું કમી રાખ-તા ગયા કેમકે તેઓ તેમ સમજ્યા કે જ્યારે આપણે ભૂલીશું ત્યારે પુસ્તકમાં જોઈ લેઇશું તેવો વખત પણ અત્યારે નથી: કેમકે આપણા ધર્મનાં ઘણાં પુસ્તકો અને તેનાં રહસ્ય જ્યારથી આપણા આર્યાવર્ત્ત ઉપરથી આર્યમહીપતિઓની સત્તા ઉઠવા લાગી ત્યારથી નાશ પામતાં ગયાં તેથી હાલતો "સાપ ગયાને લીસોટા રહ્યા" એ પ્રમાણે ધર્મનું માહાત્મ, તેવાં પુસ્તકો તથા તેના આચરણ કરનારા જુજ રહ્યાછે. પ્રથમના વખતમાં આપણો બાળક આઠ વર્ષનો થયો એટલે વિદ્યા ભણવા માટે તેના મા બાપ ગુરૂને ઘેર રાખતાં અને તે ત્યાં ગુરૂની સેવા-માં રહીને આચાર વિચાર વીગેરે શીખીને પોતાના ધર્મ-નું અભીમાન સાચવતા હતા તે પણ અર્વાચીન કાળમાં જો-વામાં આંવતું નંથી ત્યારે હાલ લોકોની કર્મ ઉપર નષ્ટ પ્રાય

થયેલી મતિને આ તરફ ફેરાવવા માટે આ પુસ્તક લખ્યું અને તે શી રીતે કરવું તેની માહિતી માટે તેના ગુરૂ તરીકે અર્થ અને સમજુતી માત્ર દાખલ કરવામાં આવેલ છે માટે હું કાણુમાં એટલુંજ સૂચવવાનું કે હરકોઇ પ્રકારે આપણા ધર્મનું સંરક્ષણ કરવું. હાલ જ્ઞાનના ઉપદેશકો ઘણા જોવામાં આવે છે પણ તે કર્મ કરાવીને જ્ઞાન દેતા હોય તો તે ઘણુંજ ચિરસ્થાયી રહે. પણ તેથી વિપરીત થવાથી અજ્ઞાની જનો ઉભય ભ્રષ્ટ થાય છે. તેમ નહિં થવા હમેશાં યત્ન છે. અને તે શાસ્ત્ર સિદ્ધ છે. માટે હરકોઇ ગ્રહસ્થ હમારા આ ગ્રંથનો પૂર્ણ પ્રેમથી સ્વીકાર કરશે એમ અમને પૂર્ણ ખાત્રી છે. વિદ્વાનો ગ્રંથમાં ભૂલથી આવેલા દોષની ક્ષમા આપશે.

એજ વિજ્ઞાપના

લી. મો. જે. વ્યાસ.

અમદાવાદ મોટી હમામની પોળ.

# सूचीपत्रम्

इति विषयानुक्रमणिका समाप्त.

## સ્વધર્મશીલ મ[redacted]ઓ તરફથી આ પુસ્તક છપાવી બહાર પાડવા માટે આશ્રય મળેલો તે ગૃહસ્થોનાં નામ નીચે પ્રમાણે.

---

૧ શેઠ. કેસવલાલ જીવાભાઈ, ઠે. શાહપુર ગોજારીઆની પોળ. ૮૦

૨ પરીખ. પુરસોતમ વરજલાલ કાશીપરિખવાળા, ઠે. રાજા મહેતાની પોળ. ૫૦

૩ પરીખ મોતીલાલ મનસુખરામ બીલાડીવાળા, ઠે. જાદાભગતની પોળ. ૨૦

૪ સ્વર્ગવાશી શેઠ. મણીલાલ રણછોડલાલ તરફથી શેઠ. બાપાલાલ, ઠે. ચંપોળ વહેરાઇપાડો. ૨૦

૫ શેઠ. ગોવીંદલાલ દલપતરામ, ઠે. પંચભાઇની પોળ. ૫

૬ શેઠ. ઝવેરલાલ વરજલાલ, ઠે. લીંબુ પોળ રતન પોળ પાસે. ૪

૭ શેઠ. કુબેર આતમારામ, ઠે. માંડવીની પોળમાં લાલાવસાની પોળ. ૪

૮ શા. પીતાંબર ગીરધરલાલ મહાદેવીઆ, ઠા. સારંગપુર તળીયાની પોળમાં. ૧

૯ પરમાનંદ માધવદાસ, ખાડીઆમાં શીતકાની વાડી. ૧

૧૦ રણછોડલાલ વાલજી, ઠે. એકાઉન્ટન્ટ ઓફીસ અમદાવાદ. ૧
૧૧ છોટાલાલ હરીલાલ, ઠે. માંડવીની પોળમાં ઝુંપડીની પોળ. ૫
૧૨ નાથાલાલ કાળીદાસ, ઠે. રીચીરોડ સરૈયાની ખડકી. ૧
૧૩ છગુલાલ કીરપારામ દવે, ઠે. માંડવીની પોળમાં લાલાભાઇની પોળમાં. ૧
૧૪ શા. ડાહ્યાભાઇ વ્રીજવલવ, ઠે. ધનાસુતારની પોળ. ૧
૧૫ દેસાઈ. હરીવલભ પરભુલાલ. ઠે. માંડવીની પોળમાં સોનીની પોળ. ૨
૧૬ પટેલ. દયારામ નરોતમદાસ, ઠે. મોજે અસારવા. ૧
૧૭ ચંદ્રશંકર ગીરજાશંકર, ઠે. સ્ટામ્પ ઓફીસ. ૨
૧૮ શા. બાપાલાલ છગનલાલ, ઠે. કાળુપર ભોયવાડાનીપોળ. ૨
૧૯ નારણદાસ ભગવાનદાસ જરમરવાળા ઠે. માંડવીની પોળમાં સરગેદીની પોળ. ૨
૨૦ મગનલાલ મોતીલાલ, ઠે. ખાડીયામાં શ્રીરામજીનીશેરી. ૧
૨૧ ત્રીકમલાલ દલપતરામ ભગત, ઠે. રાયપુર કાપડીવાડ. ૨
૨૨ હરીલાલ મનસુખરામ મહેતા, ઠે. ખાડીઆમાં અમૃતલાલની પોળ ૧૦
૨૨ શુકલ. કાશીશંકર બહેચરદાસ, ઠે. હાજાંપટેલની પોળ. ૧૦

# शुद्धिपत्रम्

| पृष्ठाङ्कः | पंक्ति | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| १ | ६ | तस्य | त्तस्य |
| १ | १ | परमस्या | परमस्य |
| ३ | ७ | भ्रत | धृत |
| ३ | ३ | दीनाति | दीनार्ति |
| ३ | १० | श्ठमि | भूमि |
| ३ | ११ | कैतवं | कैतवः |
| ४ | ७ | बाहिर्मू | बहिर्मू |
| ५ | १ | प्रजा। | प्रजाः |
| ६ | ३ | सासर्गिक | सांसर्गिक |
| ७ | २ | गंग | गंगे |
| ८ | १० | तिष्ट | तिष्ठ |
| ९ | ३ | अप; | अप |
| १२ | १ | मंमो | ममो |
| १२ | १२ | हृदेय | हृदये |

| | | | |
|---|---|---|---|
| १२ | १३ | शिवं: | शिवः |
| १३ | १३ | शि,रसि | शिरसि, |
| १२ | १३ | पुंनातु | पुनातु |
| १४ | ७ | विचिंत्यं | विचिंत्य |
| १८ | ५ | देवी | देवीं |
| १८ | ७ | भावयेदेवीं | भावयेदेवी |
| १९ | १७ | भगवान | भगवान् |
| २२ | ९ | सस्मरे | संस्मरे |
| २३ | १० | किंचिदुरितं | किंचिद्दुरितं |
| २३ | १० | ध्धुय | ध्धूये |
| २४ | ४ | जपाड | जपाङ् |
| २४ | ७ | सस्मरेदेवी | संस्मरेदेवी |
| २४ | ८ | जपकाय | जपःकार्यः |
| २४ | ८ | शेष | शेषं |
| २५ | १२ | शशिवणं | शशिवर्णं |
| २५ | १४ | अभिप्मितार्थे | अभीप्सितार्थ |

| | | | |
|---|---|---|---|
| २६ | १ | — | मांगल्ये |
| २६ | २ | कार्यंषु | कार्येषु |
| २६ | ४ | मांगल्ये | — |
| २९ | ७ | भमुकयने | अमुकायने |
| ३१ | ७ | पुष्प | पुष्पं |
| ३१ | १८ | विधृते: | विधृत: |
| ३२ | १ | शंख | शंखं |
| ३२ | ९ | घंटाय | घंटायै |
| ३३ | ८ | धांर | धारं |
| ३४ | ४ | खड्गां | खड्गं |
| ३६ | १ | तत | तत् |
| ४२ | १६ | घृत | घृत |
| ४१ | १ | आरार्तिक्यां | आरार्तिक्य |
| ४३ | ८ | दित्योच | दित्यौच |
| ४८ | १० | भ्योननमः | भ्योनमः |
| ४९ | ९ | यज्ञान | यज्ञान्न |
| ८१ | ६ | सरितास्तृ० | सरितस्तृ० |

| | | | |
|---|---|---|---|
| ५१ | १४ | पकृतः | प्रकृतः |
| ५२ | ३ | दभ्र | दभ्र |
| ५२ | ५ | सर्वास्त | सर्वास्त |
| ५२ | १५ | पर्यंत | पर्यंतं |
| ५३ | ३ | लोका | श्लोका |
| ५३ | ४ | चास्मत | चास्मत् |
| ६० | ११ | राक्षय | रादाय |
| ६० | १४ | सेयाने | सेम्यानमम |
| ६१ | ७ | मंत्रे | मंत्रेण |
| ६१ | १७ | पिसृष्टं | विसृष्टं |
| ६२ | ६ | येयां | येषां |
| ६२ | १३ | भुतो | भूतो |
| ६२ | १४ | गृहिसर्वेयाश्रो | गृहीसर्वाश्रयो |
| ६२ | १६ | केचिन्द | केचिद |
| ६३ | ११ | संपूर्ण | संपूर्ण |
| ६३ | १२ | भगवान | भगवान् |

# वैश्याह्निक.



श्रीगणेशायनमः ॥ श्रीसरस्वत्यैनमः ॥ श्रीगुरुभ्योनमः॥ब्राह्मेमुहूर्त्ते उत्थायेतियाज्ञवल्क्यस्मरणात्

યાજ્ઞવલ્ક્ય વીગેરે મહર્ષિઓ સ્મૃતિમાં લખે છે કે પરોઢીયે ૭ ઘડી રાત બાકી રહે ત્યારે માણસ માત્રે ઉઠવું.॥૧॥

शयनादुत्थितोयस्तुकीर्त्तयेन्मधुसूदनम्॥ कीर्तनात्तस्य पापानिनाशमायान्त्यशेषतः ॥ २ ॥

પ્રાતઃકાળમાં માણસ માત્રે પથારીમાંથી ઉઠીને ભગવાન મધુસુદન (કૃષ્ણ) પરમાત્માનું કીર્ત્તન કરવું. કેમકે તે પરમાત્માનુ સ્તવન કરવાથી તમામ પાતકો નાશ પામેછે.॥૨॥

प्रातर्नमामिमनसावचसाचमूर्ध्नापादारविन्दयुगलं परमस्यापुंसः ॥ नारायणस्यनरकार्णवतारणस्य पारायणः प्रवणविप्रपरायणस्य ॥ ३ ॥

આ નરકરૂપ સંસાર સમુદ્રમાંથી તારનાર વિપ્ર પ્રિય પરમ પુરૂષ નારાયણ પરમાત્માના બેઉ ચરણ કમળને પ્રાતઃકાળમાં હું (પરમાત્માની સૃષ્ટિનો પ્રાણી) મારા મનથી વાણીથી તથા મસ્તકથી શુદ્ધાંતઃકરણે નમન કરૂં છું. ॥૩॥

प्रातर्नमामिभजतामभयंकरंतंप्राक्सर्वजन्मकृतपाप भयापहत्यै ॥ योग्राहवक्त्रपतितांघ्रिगजेंद्रघोरशोकः प्रणाशमकरोध्रतशंखचक्रः ॥ ४ ॥

પ્રાતઃકાળમાં ભજનારાઓનાં પુર્વ જન્મમાં કરેલાં પાતકથી ઉત્પન્ન થયેલા ભયનો નાશ કરવા માટે હું ( ભજનાર ) ભયથી મુકત કરનાર પુરૂષોતમ પરમાત્માને પ્રણામ કરૂં છું. એ જલાશયમાં ક્રીડા કરતાં મઘરના મુખમાં જે ગજેંદ્રનો ચરણ સપડાયલો તે ગજેંદ્રએ મઘરના મુખમાંથી મુકત થવા માટે કરેલા સ્તવનથી શંખ ચક્રને ધારણ કરનાર પુરૂષોત્તમ પરમાત્માએ ગરૂડારૂઢ થઈને તેનામહાઘોર પશ્ચાતાપ નાશ કરી તેનું રક્ષણ કર્યું તેજ પ્રમાણે દયાળુ પરમાત્મા ભજનાર પ્રાણીઓના પાતક દૂર કરી સહાય થાય છે. ॥ ૨ ॥

प्रातःस्मरामिभुवनत्रयसुंदरांगं वृन्दावनान्तचरम
म्बुजकोमलाक्षम् ॥कृष्णप्रसन्नजनचातकक्मलमेघं
दीनातिखंडनमखंडविभूतिनाथम् ॥ ५ ॥

જેમનું શરીર રળીયામણું છે. અને વૃંદાવનમાં વ્રજ વાસી ગોવાળની સાથે વિહાર કરનાર અને કોમળ કમલ પત્ર સરખા નેત્રવાળા અને ભકતજનને પ્રસન્ન થઇને ચરણા વીંદની પ્રાપ્તિ આપવામાં ચાતક વૃત્તિ ધરાવનાર મેઘરૂપ તથા દીન મનુષ્યોનાં દરિદ્રને દૂર કરનાર અખંડ ઐશ્વર્યના સ્વામી શ્રીકૃષ્ણ પરમાત્માનું પ્રાતઃકાળમાં સ્મરણ કરૂં છું.॥૫॥

ब्रह्मामुरारिस्त्रिपुरांतकारीभानुःशशीभुमिसुतोबुध-
श्च ॥ गुरुश्चशुक्रः शनिराहुकेततंकुर्वंतुसर्वेममसु-
प्रभातम् ॥ ६ ॥

બ્રહ્મા વિષ્ણુને શંકર એ ત્રણ તથા સુર્ય, ચંદ્ર, મંગલ બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ, કેતુ એ નવે ગ્રહો મને પ્રભાત વખતે મંગલકારી થાઓ. ॥ ૬ ॥

पुण्यश्लोकोनलोराजापुण्यश्लोकोयुधिष्ठिरः॥पुण्यं

श्लोकश्चवैदेहीपुण्यश्लोकोजनार्दनः ॥७॥ इतिप्रातः स्मरणम् ॥

નળરાજા યુધિષ્ઠિર રાજા અને વિદેહ (જનક) રાજા તથા જનાર્દન એવા રઘુવીર રામચંદ્ર પુણ્યના પર્વત છે. માટે તેમનું પ્રાતકાળમાં નામ સ્મરણ પુણ્યકારક છે૫

शौचविधिः ॥ देवताऋषयः सर्वेपिशाचोरगराक्षसाः ॥ इतोगच्छंतुतेसर्वेबहिर्भूमिकरोम्यहम् ॥

આ શ્લોક ભણીને મળમૂત્રની શુદ્ધિ કરવી—

અર્થ. દેવતાઓ તથા સર્વ ઋષિઓ અને પિશાચ નાગ તથા રાક્ષસ વીગેરે અહીંથી દૂર થાઓ. કેમકે હું આ સ્થળે મળમૂત્રનો ત્યાગ કરૂંછું.

---

૧ શૌચય વિધિ માટે.ગા મ બહાર જઇને દિવસે ઉત્તર તરફ મોં કરીને અને રાત્રે દક્ષિણ તરફ મોં કરીને બેસવું. તે વખતે જમીન ઉપર સૂકાં અને નકામાં ઘાસ પાથરીને. મળમૂત્રનો ત્યાગ કરવો., એમ ધર્મ શાસ્ત્રમાં [illegible] છે.

दंतधावनम्॥ आयुर्बलंयशोवर्चःप्रजापशुवसूनिच॥ ब्रह्मप्रज्ञांचमेधांचत्वन्नोदेहिवनस्पते ॥ १ ॥ मुखदुर्गंधिनाशायदंतानांचविशुद्धये॥ ष्ठीवनायचगात्राणां कुर्वेहदंतधावनम् ॥२॥

ઉપર લખેલા મંત્રોમાંના પેહેલા મંત્રથી વનસ્પતિની સ્તુતિ કરવી ને બીજો મંત્ર ભણીને દાતણ કરવું.

અર્થ. આયુષ્ય, બળ, કીર્ત્તી, તેજ, પ્રજા, પશુ અને દ્રવ્ય, અને બ્રહ્મ (મોક્ષ) તથા શાણપણ ને બુદ્ધી એ સર્વે વાનાં હે વનસ્પતિ તું અમને આપ. ૧ મુખની દુર્ગંધી દૂર થવા તથા દાંતની ઉજવળતા થવા તેમજ ગાત્રમાં ઉત્પન્ન થયેલા કફ પિત્તનો નાશ થવાહુ દંતધાવન કરૂંછું. ॥ ૨ ॥

अथस्नानम् ॥ तत्रादौसंकल्पंकृत्वास्नायात्यथा,

---

૨ દાતણ તાજી વનસ્પતિનું બાર આંગળ લાંબુ અને ટચલી આંગળી જેટલું જાડું લેવું. પણ જ્યારે વ્રત કર્યું હોય ત્યારે મૃતિકાથી દાતણ કરવું.

૩ પ્રાતઃકાલમાંન્હાવાથી દશ ફાયદા થાય છે. તેવું વૈદક શાંસ્ત્રમાં તથા ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે.

अत्राद्यअमुकमासेअमुकपक्षे, अमुकतिथौअमुक वासरेममात्मनः पुराणोक्तफलप्राप्त्यर्थकायिकवा-चिकमानसिकसांसर्गिकदोषपरिहारपूर्वकसंध्यादि सर्वकर्माधिकारसिध्यर्थंप्रातःस्नानमहंकरिष्ये ॥

મારા આત્માને પુરાણોકત ફલની પ્રાપ્તીથવા તથા કાયાથી મનથી તથા વાણીથી તેમજ સંસર્ગથી ઉત્પન્ન થયેલા દોષના પરિહાર સાથે સંધ્યા વીગેરે તમામ શુભ કર્મો કરવાના અધિકાર મેળવવા માટે હું પ્રાતઃસ્નાન કરૂં છું.

(સંમજુતિ) પ્રાતઃકાળમાં સ્નાન એટલે નાહાવું—તે મુખ્યત્વે કરીને નદીયે, તળાવે, કુવે અથવા ઘેર ઠંડા પાણીથી કિંવાં ગરમ પાણીથી નાહાવું. તે વખતે પ્રથમ હાથમાં જળ લઇને ઉપર લખ્યા પ્રમાણે સંકલ્પ કરવો. (હાથમાં જળ લઈને ઉપરનો વિધિ બોલીને તે જળ મૂકી દેવું) પછી સ્નાન નિમિત્ત નાહતી વખતે નીચે લખેલા ત્રણ શ્લોક બોલવા—

पुष्कराद्यानितीर्थानिगंगाद्यासरितस्तथा ॥ आगच्छंतुपवित्राणिस्नानकालेसदामम॥१॥गंगेचयमु-

नेत्रैवगोदावरीसरस्वति॥नर्मदेसिंधुकावेरिजलेस्मि-
न्सन्निधिंकुरु॥ २ ॥ नमामिगंगेतवपादपंकजंसुरा-
सुरैर्वंदितदिव्यरूपम्॥भक्तिंचमुक्तिंचददासिनित्यं
भावानुसारेणसदानराणाम्॥ ३ ॥

અર્થ—પુષ્કર વીગેરે તમામ તીર્થોનાં તથા ગંગા વીગેરે તમામ નદીયોનાં પવિત્ર જળની પવિત્રતા મારા સ્નાન વખતે સ્નાનના જળમાં આવો, ૧, હે ગંગા, હે યુમના, હે ગોદાવરી, હે સરસ્વતિ, હે નર્મદા, હે સિંધુ, હે કાવેરી, આ મારા સ્નાનના જળમાં તમારી પવિત્રતા પ્રકટ કરી પ્રત્યક્ષ થાઓ. ૨. દેવતાઓએ અને અસુરોએ તમારા દ્રિવ્યરૂપને વંદન કરેલું છે એવી હે ગંગા તેજરૂપે તમારા ચરણ કમળને હું નમન કરૂં છું. અને તમે માણસોને પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે નિર્મળ ભકિત અને મુક્તિનું પદ આપો છો—૩॥ એ પ્રમાણે વીધી પૂર્વક સ્નાન કરી શુદ્ધ થઈને શરીર બીજા વસ્ત્રથી લુછી નાંખીને ધોયેલાં સ્વચ્છ વસ્ત્ર પેહેરવાં એટલે. એક પેહેરવું અને બીજું ઓઢવું. પછી સંધ્યામાટે પૂર્વ દિશા તરફ અગર ઉત્તર દિશા તરફ મુખ કરીને પવિત્ર ભૂમી ઉપર બેસવું.

**संध्यावन्दनम्॥पृथ्वित्वयाधृतालोकादेवित्वंविष्णुनाधृता॥त्वंचधारयमांदेविपवित्रंकुरुचासनम् ।१।**

અર્થ. હે પૃથ્વિ દેવી તેં આખી સૃષ્ટિને ધારણ કરી છે અને તને વિષ્ણુ ભગવાને વરાહ અવતારમાં ધારણ કરી છે. માટે તું મને ધારણ કર અને મારૂં બેસવાનું આસન (સ્થળ) પવિત્ર કર. ૧

સંધ્યા કરવા માટે બેસતી વખતે ઉપરનો શ્લોક ભણીને આસન શુદ્ધિ કરવી.

**शिखाबंधनम् ॥ ऊर्ध्वकेशिविरूपाक्षिमांसशोणितभोजने॥ तिष्टदेविशिखाबद्धेचामुंडेह्यपराजिते ।१।**

અર્થ—ઉંચા કેશવાળી, વિચિત્રરૂપ તથા વિચિત્ર આંખોવાળી તથા માંસ તથા રૂધિરનું ભક્ષણ કરનારી હે અપરાજીતા ચામુંડા દેવી તું મારી શિખાના બંધનમાં રહીને

૧ રાત્રી દિવસની સંધી વખતે સૂર્ય નારાયણનું એકાગ્ર ચિત્તવડે ધ્યાન કરવું તેનું નામ સંધ્યા અને બપોરે બે ઘડી સૂર્ય સ્થીર રહે છે તે વખતે મધ્યાન સંધ્યા કરવી. એ પ્રમાણે ત્રિકાળ સંધ્યાના વખતનો ભેદ છે.

મારૂં રક્ષણ કર. ૧

ઉપરનો મંત્ર ભણીને શીખા બંધન કરવું.

**भूतोत्सर्जनम् ॥ अपःसर्पंतुयेभूतायेभूताभूमिसंस्थिताः ॥ येभूताविघ्नकर्त्तारस्तेनश्यंतुशिवाज्ञया ॥ १ ॥**

અર્થ—પૃથ્વીને વિષે નિવાસ કરીને રહેનારાં વિઘ્નકારક ભૂત પિશાચાદિક શંકરની આજ્ઞાવડે દૂર થાઓ. કે હુમારા ધર્મકાર્યમાં તમારા તરફથી કંઈપણ વિઘ્ન ના આવે ૨

ઉપરનો મંત્રભણીને ત્રણવખત ડાબા હાથમાં જમણા હાથથી તાળી પાડવા સાથે ત્રણ વખત ડાબો પગ ખંખેરવો.

**आचमनम् ॥ केशवायनमः ॥ नारायणायनमः॥ माधवायनमः॥ गोविंदायनमः ॥**

---

૨. હુમેશાં ધર્મ કાર્યમાં વિઘ્નો ઘણાં આવે છે તે દૂર કરવા માટે પ્રાચીન મહર્ષિઓ મંત્ર બળ રાખતા. તે જ પ્રમાણે ભૂત ગાત્રના સ્વામી શીવજીની સ્તુતી કરવી કે વિઘ્ન કરનારા ભૂતાદીક નાશી જાય.

આચમન એટલે જમણા હાથની હાથેલીમાં અડદનો દાણો ડુબે તેટલું જળ લઈને ઉપર લખેલા ચાર મંત્રોમાંથી પેહેલા ત્રણ મંત્ર ભણીને ब्रह्मतीर्थ એટલે અંગુઠાના મુળ ભાગથી હાથના કાંડા તરફથી ત્રણવાર પીવું. અને ચોથો મંત્ર ભણીને હાથ ધોઈ નાંખવો.

विभूतिधारणम् ॥ यथाग्निर्दह्यतेभस्मतृणकाष्टादि संचयम् ॥ तथामेदह्यतांपापंकुरुभस्मसदाशुचिः॥१॥ ललाटे,कंठे,दक्षिणांसे,वामांसे,शिरसि,धारयेत्पूर्ववदाचम्य ॥

અર્થ—જેમ અગ્નિ તૃણ (ઘાસ) અને કાષ્ટને બાળીને ભસ્મ કરે છે તેમ હે વિભૂતિ તું હમારાં પાતકને બાળ, અર્થાત્ પાપ દૂર કરીને અમને હમેશાં પવિત્ર કર. ૧

ડાબા હાથમાં ભસ્મ લઇને જમણો હાથ ઉપર ઢાંકી ઉપર લખેલા શરીરના અવયવો ઉપર એટલે કપાળે ગળામાં જમણે ખભે, ડાબે ખભે, અને માંથાઉપર ભસ્મ ચોળવી.

प्राणायामः॥योदेवःसवितास्माकंमनःप्राणेंद्रियक्रियाः॥ प्रचोदयातितद्भर्गोवरेण्यंसमुपास्महे॥ १ ॥

यद्वागुरूपदिष्टेनमंत्रेणप्राणायामंकुर्यात् ॥

પ્રાણાયામના મંત્રમાં ગાયત્રી મંત્રનો અર્થ સમાયલો છે. તો તે સ્ફુટ ના લખવો એમ ઠીક લાગવાથી સુજ્ઞજનો અર્થવેત્તા વિદ્વાન પાસેથી સમજી લેશે.

પ્રાણાયામ એટલે પ્રાણ વાયુને નિયમિત કરવો. તે એ પ્રમાણે કે પ્રથમ ઉપર લખેલો મંત્ર એક વખત બોલીને ડાબા નસકોરાથી વાયુને પુરક કરવો. એટલે ઉપર બ્રહ્મરંધ્ર તરફ વાયુ ખેંચવો. અને તેજ મંત્ર બીજીવાર ભણાય ત્યાં સુધી બેઉ નસકોરાં બંધ કરી વાયુ કુંભક કરવો એટલે સ્થીર રોકી રાખવો. ને પછી પાછો તેજ મંત્ર ભણીને જમણા નસકોરાથી ધીરે ધીરે રેચક કરવો એટલે નીચે ઉતારવો. પ્રાણાયામ વખતે ઉપર લખેલો મંત્ર ભણવો અથવા તો ગુરૂ (આચાર્યે) એ જે મંત્રનો ઉપદેશ દીધો હોય તે મંત્રથી પ્રાણાયામ કરવો.

संध्यासंकल्पः ॥ हस्तेजलंगृहीत्वा॥अत्राद्यअमुक मासेअमुकपक्षेअमुकतिथौअमुकवासरेममात्मनः

पुराणोक्त फलप्राप्त्यर्थंममोपात्तदुरितक्षयद्वाराश्रीपरमेश्वरप्रीत्यर्थंप्रातःसंध्योपासनमहंकरिष्ये ॥

અર્થ—મારા આત્માને પુરાણ વીગેરેમાં કહેલાં ફળ પ્રાપ્ત થવા સારૂં તથા મારાથી અજાણતાં થયેલાં દુષ્ટ પાતકોનો નાશ થવા સાથે પરમેશ્વરની પ્રસન્નતા માટે હું પ્રાતઃસંધ્યાની ઉપાસના કરૂં છું.

જમણા હાથમાં જળ લઇને ઉપર લખ્યા પ્રમાણે બોલીને જે મહીનો જે પક્ષ ને જે તિથી જે વાર હોય તે પ્રમાણે બોલવાં ને તે પછી સંકલ્પનું જળ તરભાણામાં મૂકી દેવું

मार्जनम् ॥ अपवित्रःपवित्रोवासर्वावस्थांगतोपिवा ॥ यः स्मरेत्पुंडरीकाक्षंसबाह्याभ्यंतरः शुचिः ॥प्रजापतिः पुनातु,नाभौ,विष्णुःपुनातु,हृदय,शिवंःपुनातु,शिरसि,पुनःशि,रसिअग्निःपुंनातु,वायुःपुनातु,सूर्यःपुनातु प्रजापति पुनातु.

અર્થ—જે કોઈ અપવિત્ર દશામાં કિંવા પવિત્ર અવસ્થામાં હોય અથવા ગમે તે દશાને પ્રાપ્ત થયો હોય તોપણ કમલપત્ર સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ કરે

તો તે બાહ્ય તથા અંતરથી શુદ્ધ થાય છે. બ્રહ્માજી મારા નાભિના સ્થાનને પવિત્ર કરો વિષ્ણુ દેવતા હૃદય સ્થાનને પવિત્ર કરો અને શિવજી મારા મસ્તકને પુનીત કરો આની દેવતા મને પવિત્ર કરો.વાયુ દેવતા, સુર્ય દેવતાં તથા પ્રજાપતી દેવતા મને પવિત્ર કરો.

ઉપરના મંત્રો ભણીને ઉપર લખેલા સ્થલે માર્જન કરવું એટલે જળ છાંટીને શરીરમાં સમાયલાં પાતકોને ઝાડી (વાળી) નાંખવાં, ઉરાડી મૂકવાં.

**मंत्राचमनम् ॥ हस्तेजलंगृहीत्वा॥ मन्युसंजातपापेभ्यस्तेजोरूपादिवाकरः॥ त्रायतांरात्रिजंपापंकायिकंवाचिकंतथा ॥ यत्किंचित्मांनसंवैस्याज्जुहोमिसूर्यतेजसि॥ इतिपठित्वाजलंपिबेत् ॥**

અર્થ.—ક્રોધ જન્ય પાતકોથી તેજોમય સૂર્યનારાયણ અમારૂં રક્ષણ કરો. અને રાત્રિને વિષે કાયાથી વાણીથી અને મનથી થયેલાં પાતકોને સૂર્યના તેજમાં હોમું છું.

મંત્ર આચમન એટલે શરીરનાં અંતઃ પાતક નાશ કરવા માટે ઉપર લખેલો મંત્રોચ્ચાર કરીને જળ પીવું એટ-

લે મંત્રિત જળવડે પાપ ધોઈ નાંખવાને શરીરની શુદ્ધિ કરવી.

अघमर्षणम् ॥ ब्रह्महत्याशिरस्कंचस्वर्णस्तेय भुज-
द्वयम्॥ सुरापानहृदायुक्तंगुरुतल्पकटिद्वयम् ॥ १ ॥
तत्संसर्गीपदद्वंदमंगप्रत्यंगपातकम् ॥ उपपातकरो
माणंरक्तभ्रूश्मश्रूलोचनम् ॥ २ ॥ अधोमुखंकृष्णव
र्णमंगुष्ठपरिमाणकम् ॥ खड्गचर्मधरंपापंवामभागे-
विचिंतयेत ॥ ३ ॥ हस्तस्थजलेपापपुरुषंविचिंत्यं-
तज्जलंवामपार्श्वेक्षितौक्षिपेत् ॥ आचम्य ॥

અર્થ—બ્રહ્મહત્યા જેનું મસ્તક છે, અને સુવર્ણ સ્તેય (ચોરી) જેના બે હાથ છે. ને સુરાપાન જેનું હૃદય છે. ને ગુરૂપત્ની ગમન જેની બે કેઢો છે. ૧ અને એ ચારે માહા પાતકનું (સંસર્ગી) સોબતથી થયેલું પાંચમું માહા પાતક જેના બે ચરણ છે. અને બીજાં પાતકો જેનાં અંગ અને ઉ-પાંગ છે અને ઉપપાતકો જેનાં રૂવાંટાં છે. જેની ભ્રકુટી (ભ-મર)શ્મશ્રૂ (મૂછો)અને લોચન લાલચોળછે.૨ જેનું અધોમુખ છે.અને કાળુશ્યામવર્ણછે. અને અંગુઠા જેટલો જેનો આકાર છે.અને ખડગ તથા ચર્મને ધારણ કરનાર ઉપર લખેલા પ્રકાર-

વાળા પાપી પુરૂષનું પોતાના ડાબે પડખે ચિંતવન કરવું.૩

અનેક પાપના પરમાણુંઓ એકઠાં થઈને પાપિષ્ટ પાપ પુરૂષનો દેહ ઉપર લખેલા વર્ણન પ્રમાણે બંધાઇ માણસના શરીરમાં તેની છાયા પડે છે. તેને દુર કરવા માટે ઉપર લખેલાં પાતકોથી નીરવિકારી રહેવું. મતલબ કે આપણને તેવાં પાપનું વર્ણન સાંભળતાંજ તિરસ્કાર ઉપજે છે. માટે અંતઃકરણને ઉપદેશ કરી પાપમાં પ્રવેશ ના કરે તેવા પ્રકારે નિયમમાં રાખવું ને ઉપદેશદ્વારા પાપને મસળી નાંખવું.

અઘમર્ષણ એટલે પાપને ચોળી મસળીને દુર કરવું તે એ પ્રમાણે કે જમણા હાથમાં જળ લઇને ઉપર લખેલા ત્રણ મંત્રો ભણવા. ને પછી તે જળ આપણા ડાબા પડખે પૃથ્વી ઉપર જોરથી નાંખવું કે તેના જળકણો જુદા જુદા થઈ જાય તે આપણે જોવું નહીં ને પછી પ્રથમ શરૂઆતમાં કહેલા વિધી પ્રમાણે આચમન કરવું.—

अर्घ्यप्रदानम् ॥ अंजलौजलंगृहीत्वाप्राङ्मुखःस्थितःसन्योदेवः सवितास्माकमितिमंत्रांतेश्रीसूर्याय इदमर्घ्यंदत्तंनमम ॥ इतिपात्रेतज्जलंनिषिंचेत् ।एवं

त्रीवारम् आचम्य ॥

અર્ધ્ય એટલે ખોબામાં જળ ભરીને મંત્ર ભણી પૂર્વ દિશા સામા ઉભા રહીને તે જળ સૂર્યને અર્પણ કરવું. મંત્રનો અર્થ પ્રાણાયામના પ્રકરણમાં લખઈ ગયો છે. પ્રથમથી અત્યાર સુધીના તમામ વિધિ કરીને પવિત્ર થયેલાએ સૂર્યની આરાધના માટે સૂર્યને પ્રથમ અર્ધ્યદાન આપવું પડેછે કારણ તે સૂર્યનારાયણના ઉદય વખતેમ દેહાનામના રાક્ષસો ઉદય (પ્રકાશ) થવામાંઅવરોધ કરેછે. તેને આપણા અર્ધ્યે પ્રદાનનું જળ વજ્ર રૂપ થઇને દૂર કરેછે. માટે ત્રણવાર અર્ધ્ય આપીને આચમન કરવું.

सूर्योपस्थानम् ॥ नमःसवित्रेजगदेकचक्षुषेजगत्प्रसूतिः स्थितिनाशहेतवे ॥त्रयीमयायत्रिगुणात्मधारिणेविरंचिनारायणशंकरात्मने ॥ १ । ध्येयः सदासवितृमंडलमध्यवर्त्तीनारायणःसरसिजासनसन्निविष्टः केयूरवान्मकरकुंडलवान्किरीटीहारीहिरण्मयवपुर्धृतशंखचक्रः ॥२॥ पद्मासनः पद्मकरोद्विबाहुः पद्मद्युतिः सप्ततुरंगवाहः॥ दिवाकरोलो

कयुग्मः किरीटिमयिप्रसादंविदधातुदेवः ॥ ३ ॥

અર્થ—ભગવાન સવિતાનારાયણ જગતના એક ચક્ષુરૂપને જગતના ઉત્પત્તિ સ્થિતિ તથા નાશના કારણભૂત ધર્માર્થ કામરૂપ પોતાના આત્માને ત્રિગુણાત્મક પ્રકૃતિને ધારણ કરનાર સાક્ષાત્ બ્રહ્મા વિષ્ણુને શંકરના આત્મારૂપ સૂર્યનારાયણને નમસ્કાર કરૂં છું. ૧

નિરંતર સૂર્ય મંડળના મધ્યમાં નિવાસ કરનાર કમલના આસન ઉપર બેઠેલા હીરા માણકના કુંડલને ધારણ કરનાર તથા રત્નના મુકુટવાળાને ઘણાજ મનોહર સુવર્ણમય શરીરાકૃતિવાળા તથા શંખ ચક્રને ધારણ કરનાર સૂર્યનારાયણનું માણસ માત્રે પ્રતિદિન ધ્યાન કરવું.—૨

કમલ પુષ્પના આસન ઉપર બેસનાર પદ્મના સરખા શુશોભિત બે હસ્તવાળા તથા સ્થળ કમળ સરખી રક્ત કાંતિવાળા ને સાત ઘોડાનું વાહન કરનાર દિવસ રાત્રીનો ભેદ દર્શાવનાર સર્વ લોકના ગુરૂ તથા મુકુટવાળા ભગવાન ભાસકર (સૂર્ય) મારા ઉપર પૂર્ણ કૃપા કરો. ૩

ઉપસ્થાન એટલે ઉભા થઇને સ્તુતી કરવી. તે અને તે એ પ્રમાણે કે બેઉ હાથની અંજલી (ખોબા જેવો આકાર)

કરવો. અને સૂર્ય સામા ઊભા રહીને ઉપર લખેલા ત્રણ મં-
ત્ર ભણવા.

ततोजपः श्रीसूर्यनारायणप्रीत्यर्थंप्रातः संध्यांग-
भूतंयथा शक्तिजपंकरिष्ये ॥ ध्यानम् ॥ आवाह-
याम्यहंदेवींगायत्रीं विष्णुरूपिणीम् ॥ सूर्यमंड-
लमध्यस्थां भूषितांपीतवाससा ॥ सर्वाभरणसंपन्नां
चित्स्वरूपांपरात्पराम् ॥ गायत्रींभावयेदेवींसूर्या-
सनकृताश्रयाम् ॥ उद्यदादित्यसंकाशांपुष्कराक्षक-
रधृताम् ॥२॥ इत्थंध्यात्वा ॥ करमालयाअक्षादिमा
लयावाजपेत् ॥मंत्रस्तुयोदेवःसवितास्माकमिति ॥
जपसंख्याऽष्टोत्तरशतमष्टाविंशतिर्दशवा ॥ अनेन
जपाख्येनकर्मणाभगवान्श्रीसूर्यनारायणः प्रीय-
ताम् ॥ आचम्य ॥

અર્થ—સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપી અને સૂર્ય મંડલમાં રહે-
નારી તથા પીળાં વસ્ત્ર ધારણ કરવાથી શોભાયમાન એવી
ગાયત્રી દેવીને હું આવાહન કરૂં છું. વળી તું સર્વાભુષણથી

સંપન્ન છે. તથા ચિત્સ્વરૂપ પર વસ્તુથી પણ પર(શ્રેષ્ઠ)છે.પ્રફુલ્લ કમલપર આસન કરી બેસનાર તથા ઉદય પામતા સૂર્યના લાલ તેજ સરખી તથા કમલની માળાને હાથમાં ધારણ કરનાર ગાયત્રી દેવીનું ધ્યાન કરવું—૨ જપ એટલે મંત્રમાં કહેલા દેવતાનું વારંવાર ધ્યાન ધરી સ્તુતી કરવી તે અને તેવો જપ કરવાથી મન શુદ્ધ થાય છે. જપ કરતાં પેહેલાં પ્રથમ સંકલ્પ કરવો પછી પુરાણોક્ત ગાયત્રીનું ધ્યાન ઉપર લખેલા શ્લોકથી કરવું. ત્યાર પછી હાથના વેઢા ગણીને અથવા માળા લઈને ૧૦૮–૨૮–૧૦ વખતે પોતાની નવરાશ પ્રમાણે ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ સંખ્યાથી જપ કરવો અને તે જપ પૂર્ણ થયા પછી સંકલ્પ મૂકી આચમન કરવું—

विसर्जनंगोत्रोच्चारश्च ॥ उत्तमेशिखरेजाताभूम्यां पर्वतवासिनि ॥ ब्राह्मणैरभ्यनुज्ञातागच्छदेवियथा सुखम् ॥ अमुकगोत्रोत्पन्नः अमुकदासोहंभोगुरो अभिवादयामि ॥ शांतिः शांतिः शांतिः अनेन प्रातः संध्याख्येनकर्मणाभगवान श्रीसूर्यनाराय-

णः प्रीयताम् ॥ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥ आचम्य॥ इतिप्रातः संध्या ॥

અર્થ—શ્રેષ્ટ શિખરમાં ઉત્પન્ન થયેલી તથા ભૂમિ ઉપર પર્વતમાં નિવાસ કરનારી અને બ્રાહ્મણોએ પૂજન કરી વિસર્જન કરેલી એવી હે દેવિ તમો સુખ રૂપે પધારો

ઉપરનો શ્લોક ભણીને ગાયત્રીનું વિસર્જન કરવું પછી પોતાનું ગોત્ર તથા નામનું ઉચ્ચારણ કરીને ગુરૂ ( પિતા અથવા મંત્રોપદેશ દેનાર) ને તે વખતે પાસે હોય તો તેમને પ્રત્યક્ષ વંદન કરવું. ને કોઇ પણ ગુરૂ વર્ગ પાસે ના હોયતો તેમને માનસિક નમન કરવું. પછી સંધ્યા પૂર્ણ થયાનો સંકલ્પ મૂકીને આચમન કરવું એ પ્રમાણે પ્રાતસંધ્યા પૂર્ણ થઇ અને આ પ્રાતઃસંધ્યાના કર્મથી ભગવાન સૂર્યનારાયણ મને પ્રસન્ન થાઓ.

---

પ્રાતઃસંધ્યા કર્યા પછી દેવ પુજાનો ક્રમ છે અને દેવ પુજા કર્યા બાદ મધ્યાન સંધ્યા કરવી. પણ તે દેવ પુજાનો વિધિ લખ્યા પછી ન લખતાં અહીં યાંજ લખવામાં આવે લ છે. કેમકે પ્રાતઃસંધ્યામાં અને મધ્યાન્હ સંધ્યામાં વિશેષ

ફેરફાર નથી ને જે ફેરફાર છે. તે નીચે લખેલા ક્રમથી સમજી લેવું.

अथमध्यान्हसंध्या, आचम्य ॥ प्राणानायम्य ममोपात्तदुरितक्षय द्वारा श्रीपरमेश्वरप्रीत्यर्थंमध्यान्हसंध्यामुपाशिष्ये ॥ इतिसंकल्प्य ॥ मार्जनंपूर्ववत् ॥ मंत्राचमने विशेषोयथा आपःपुनंतुपृथ्वीपृथ्वीपूतापुनातुमाम् उच्छिष्टंमेवचाभोज्यंजहिदुश्चरितंमम ॥ सर्वं पुनीहिमात्रित ः पिबेहंपुण्यदंजलम् ॥ इत्युक्त्वाजलंपिबेत.

અર્થ—જળ પૃથ્વીને પવિત્ર કરો અને પવિત્ર પૃથ્વી મને શુદ્ધ કરો તેમજ ઉછિંષ્ટ અથવા અભોજ્ય ભક્ષણથી તથા ખાસ દુરાચારને હે સૂર્ય નારાયણ તમે નાશ કરો હું પુણ્યદાયી જળનું પાન કરૂંછું. માટે સર્વ પ્રકારે મને પવિત્ર કરો.

મધ્યાન્હ સંધ્યા કરતાં પેહેલાં પ્રથમ આચમન પ્રાણાયામ કરી સંધ્યાનો સંકલ્પ કરવો ત્યાર પછી પ્રાતઃસંધ્યા સરખું માર્જન કરવું અને ઉપર લખેલા વિધિવડે મંત્રાચમન કરવું.—

ततोऽघमर्षणाद्युपस्थानांतंसर्वंप्रातःसंध्यावत् यत्र-संकल्पेप्रातःसंध्यांगभूतमित्यत्रमध्यान्हसंध्यांगभूत मित्याद्यूहः कार्यः

ત્યાર પછી અધમર્ષણથી ઉપસ્થાન સુધીનો તમામ વિધી પ્રાતઃસંધ્યા સરખો કરી લેવો અને જ્યાં જ્યાં સંકલ્પમાં પ્રાતઃસંધ્યા એવો ઉચ્ચાર આવતો હોય ત્યાં ત્યાં મધ્યાન્હ સંધ્યા એવો ફેરફાર બોલવો.

जपसमयेध्यानमंत्रेचविशेषः मध्यान्हेवरदांदेवींसावित्रींसस्मरेद्युतिम् ॥ शुक्लांबरधरांशुक्लांवृषासनकृताश्रयाम् ॥ शेषंप्रातर्वत्विज्ञेयम् इतिमध्यान्हसंध्या॥

અર્થ—વરદાનને આપનારી સાવિત્રી દ્યુતિ (કાંતીનું) સ્મરણ કરવું. જે સાવિત્રી દેવી શ્વેત વસ્ત્ર ધારણ કરી શ્વેત સ્વરૂપ વાળી વૃષભ ( પોઠીયા ) ઉપર વાહન કરીને બેઠીછે.

જપ વખતે ધ્યાન ઉપરના શ્લોકથી કરવું. અને જપ પછી બાકીનો તમામ વિધિ પ્રાતઃસંધ્યા જેવો કરી લેવો.

સાયં સંધ્યા સાંજરે કરવાની છે માટે તે છેવટે લખવી જોઈયે પરંતુ પ્રથમથી સંધ્યાનો ક્રમ ચાલે છે. અને તેમાં પ્રાતર્મધ્યાન્હ કરતાં વિશેષ ફેરફાર નથી માટે અહીંયાંજ દર્શાવવામાં આવેલ છે.

अथसायंसंध्या ॥ आचम्य प्राणानायम्यममोपात्तदुरिते त्यादिसायंसंध्यामुपाशिष्ये मार्जनंप्रातर्वत् ॥ मंत्राचमनंतु ॥ हस्तेजलंगृहीत्वा ॥ मन्युसंभूतपापेभ्योरक्षेत्सत्यादिवाकर ॥ अन्हियत् कुरुतेपापमहस्तदवलुंपतु ॥ यत्किंचिद्दुरितंविद्याध्धुयऽहंसत्यतेजसि ॥ इतिपठित्वापिबेत् ॥

અર્થ—ક્રોધ વીગેરેથી ઉત્પન્ન થયેલાં પાપમાંથી સત્યસ્વરૂપ દિવાકર ( સૂર્ય )મારૂં રક્ષણ કરો. અને દિવશે જે કાંઈ પાપ થાય તેને દિવસ રૂપ દિવાકર નાશ કરો અને તે સિવાય મારાં અસત્ય આચરણ હોય તેને હું સત્ય ( બ્રહ્મ ) માં હોમુંછું વીગેરે ધ્યાન કરીને તે જળ પી જવું.

સાયં.સંધ્યાના આરંભમાં પ્રથમ આચમન કરવું પછી પ્રાણાયામ કરીને સંકલ્પ કરવો. ને માર્જન સવારની સંધ્યા

સરખું કરી લેવું. ત્યાર પછી મંત્ર આચમન ઉપર લખેલા શ્લોક ભણીને કરવું.

ततश्चाघमर्षणाद्युपस्थानातंप्राग्वत्॥ संकल्पावसरेसां यंसंध्येतिवक्तव्यम्॥ जपाङ्ग्यानेविशेषोनिरूप्यते चतुर्भुजांश्यामवर्णांशंखचक्रलसत्कराम् ॥ गदा पद्मधरांदेवींपद्मासनकृताश्रयाम् ॥ सायान्हेसंस्म रेद्देवींभारतीमाशिवापहाम् ॥ इति उक्तसंख्यया जपकार्यंशेषप्राग्वत्अ.चम्य ॥ इति ॥ सायंसं- ध्याविधि ॥

ત્યાર પછી અઘમર્ષણથી ઉપસ્થાન સુધી પ્રથમ સરખું કરી લેવું અને જ્યાં સંકલ્પ આવે ત્યાં સાયં સંધ્યા એવો ઉચ્ચાર કરવો અને જપના અંગમાં જે ધ્યાન છે તે ઉપરના શ્લોકથી કરવું.

અર્થ.—ચાર હસ્તવાળી તથા શ્યામ વર્ણનીને દરેક હસ્તમાં શંખ ચક્ર ગદા અને પદ્મ ( કમળ ) ધારણ કરવાથી જેના હસ્ત શોભી રહ્યા છે. અને કમળ ઉપર આસન કરીને જે

ડેલ્લી તથા અકલ્યાણ (પાપ)નો નાશ કરનારી ભારતી ( સ-
રસ્વતિ )દેવીનું સ્મરણ કરવું.

• એ પ્રમાણે ધ્યાન કરી પ્રથમ દર્શાવેલી સંખ્યા પ્રમાણે
જપ કરવો ને બાકીનો વિધિ પ્રાતઃસંધ્યામાં દર્શાવ્યા પ્રમાણે
કરીને સંધ્યા પૂર્ણ કરવી.

अथदेवपूजा॥ आचम्यप्राणानायम्य॥ श्रीमन्महा
गणाधिपतयेनमः॥सुमुखश्चैकदंतश्चकपिलोगजक
र्णकः॥ लंबोदरश्चविकटोविघ्ननाशोगणाधिपः ॥१॥
धूम्रकेतुर्गणाध्यक्षोभालचंद्रोगजाननः ॥ द्वादशै-
तानिनामानियः पठेत् छृणुयादपि ॥२॥ विद्यारं-
भेविवाहेचप्रवेशेनिर्गमेतथा ॥ संग्रामेसंकटेचैवविघ्न
स्तस्यनजायते ॥३॥ शुक्लांबर धरंदेवंशशिवर्णं
चतुर्भुजम् ॥ प्रसन्नवदनंध्यायेत्सर्वविघ्नोपशांतये
॥४॥ अभीप्सितार्थसिध्यर्थंपूजितोयः सुरासुरैः ॥
सर्वविघ्नहरस्तस्मैगणाधिपतयेनमः ॥५॥ सर्वमंगल

शिवेसर्वार्थसाधिके शरण्येत्र्यंबकेगौरिनारायणिन
मोस्तुते ॥६॥ सर्वदासर्वकार्येषुनास्तितेषाममंगल
म्॥ येषांहृदिस्थोभगवान्मंगलायतनोहरिः ॥७॥
मांगल्येतदेवलग्नंसुदिनंतदेवताराबलंचंद्रबलंतदेव॥
विद्याबलंदैवबलंतदेवलक्ष्मीपतेतेंघ्रियुगंस्मरामि॥८॥
यत्रयोगेश्वरः कृष्णोयत्रपार्थोधनुर्धरः॥ तत्रश्रीर्वि
जयोभूतिर्ध्रुवानीतिर्मतिर्मम ॥९॥ सर्वेष्वारब्धका-
र्येषुत्रयस्त्रिभुवनेश्वराः ॥ देवादिशंतुनः सिद्धिंब्र-
ह्मेशानजनार्दनाः ॥१०॥ श्रीलक्ष्मीनारायणाभ्यां
नमः ॥ उमामहेश्वराभ्यांनमः ॥ शचीपुरंदराभ्यां
नमः ॥ कुलदेवताभ्योनमः ॥ सर्वेभ्योब्राह्मणेभ्यो
नमोनमः। सर्वेभ्योदेवेभ्योनमोनमः

દેવ પૂજાની શરૂઆતમાં આચમન પ્રાણાયામ કરીને ઉ-પર લખેલા શ્લોકોથી ગણપતિ વીગેરે દેવતાઓની સ્તુતિ ભણવી પછી સંકલ્પ કરવો.

અર્થ—સુશોભિત મુખવાળા, એક દાંતવાળા, કપિલ

વર્ણના હાથીના કાનના સરખા કાનવાળા, લાંબા ઉદર (પેટ) વાળા બિહામણા, વિઘ્ન નાશ કરનાર અને ગણના અધીપતી ॥ ૧ ॥ વાદળી રંગની ધ્વજાવાળા, ગણના અધ્યક્ષ, ચંદ્રની કાંતિ સરખા લલાટવાળા, હાથીના મુખના સરખા મુખવાળા, એવા ગણપતિના આ બાર નામ ભણે અથવા સાંભળે તો તેને વિઘ્ન ના નડે ॥ ૨ ॥ વિદ્યા ભણવાની શરૂઆતમાં, વિવાહ પ્રસંગે, પ્રવેશ વખતે, (ગ્રહ પ્રવેશ અથવા ગ્રામ પ્રવેશ) બહાર પરદેશ વીગેરે નીકળતી વખતે, રણસંગ્રામમાં, સંકટના સમયમાં, ઉપર લખેલાં ગણપતિનાં બાર નામ ઉચ્ચારણ કરે તો તેને કંઈ પણ વિઘ્ન ઉત્પન્ન થતાં નથી ॥ ૩ ॥ શ્વેત વસ્ત્રને ધારણ કરનાર ચંદ્રના સરખા શુભ વર્ણના ચાર હસ્તવાળા, પ્રસન્ન મુખવાળા ગણપતિ દેવનું સર્વ વિઘ્નની શાંતિ માટે ધ્યાન કરવું ॥૪॥ મનની સ્વેચ્છાઓ પૂર્ણ થવા માટે દેવતાઓ તથા અસુરોએ જે વિઘ્ન નાશક ગણપતિને પુજ્યા છે એવા સર્વ વિઘ્નના નાશ કરનારા ગણના અધિપતિ ગજાનન દેવને હું નમસ્કાર કરૂંછું ॥ ૫ ॥ હે સર્વ માંગલિક કાર્યમાં મંગળ રૂપ, હે કલ્યાણકારી, હે સર્વાર્થ સિદ્ધ કરનારી, હે શરણને આપનારી હે ત્રણ નેત્રવાળી, હે ગૌરી હે નારાયણી દેવી અમે તમને નમસ્કાર કરીયે છીયે ॥ ૬ ॥ સદા સર્વદા હરકોઇ મંગલકાર્ય

વખતે જેમના હૃદય વિષે મંગલના આયતન ( સ્થાન ઘર રૂપે) એવા ગણપતિનું ધ્યાન ચાલુ છે તેને કોઇ વખત અમંગળ ( અનિષ્ટ ) જનથી ॥ ૭ ॥ હે લક્ષ્મીજીના અધીપ્રતિ શ્રી કૃષ્ણ પરમાત્મા તમારા ચરણ કમળનું હું જે વખતે ધ્યાન કરૂં છું તેજ લગ્ન (મુહૂર્ત) તેજ સારો દિવસ,નક્ષત્ર બળ પણ તેજ, ચંદ્ર બળ પણ તેજ, તેજ વિદ્યાબળ, દૈવ (પ્રારબ્ધ )બળ પણ તેજ, મતલબકે તક્ષણ ભગવાનના ધ્યાનમાં જાય છે તેથી કૃતાર્થછું ॥ ૮ ॥ જયાં યોગેશ્વર કૃષ્ણ ભગવાન અને જયાં ધનુર્ધારી અરજુનજી (એટલે નર નારાયણનું સ્મરણ )ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય, નીતિ, એ સર્વ નિશ્ચય રહેછે એમ અમારૂં સમજવું છે. એમ ગીતામાં વ્યાસ મુની લખેછે— ॥ ૯ ॥ સઘળા શુભ કર્મના આરંભમાં ત્રિભુવનના સ્વામી જે ત્રણ દેવો બ્રહ્મા વિષ્ણુ અને માહેશ્વર તે ત્રણ દેવ તુમને સિદ્ધિ આપો એટલે તુમારાં ઇચ્છીત કાર્ય સફળ કરો ॥ ૧૦ ॥ લક્ષ્મી નારાયણને હું નમન કરૂં છું. ૧ શંકર પાર્વતીને હું પગે લાગુંછું. સર્વ દેવના રાજા ઇંદ્ર તથા ઇંદ્રાણીને નમસ્કાર કરૂંછું માતા પિતાને પગે લાગુંછું. ઈષ્ટ દેવને વંદન કરૂંછું. કુલ દેવતાને પ્રણામ કરૂં છું. તમામ બ્રાહ્મણોને નમસ્કાર કરૂંછું ને બીજા તમામ દેવોને વંદન કરૂંછું. પછી સંકલ્પ કરવો.

विष्णुर्विष्णुर्विष्णुः श्रीमद्भगवतोमहापुरुषस्यविष्णोराज्ञयाप्रवर्त्तमानस्यअद्य ब्रह्मणोद्वितीये परार्धे विष्णुपदेश्रीश्वेद्वाराहकल्पेवैवस्वतमन्वंतरेकलियुगेकलिप्रथमचरणेभरतखंडेजंबुद्वीपेआर्यावर्त्तांतर्गतब्रह्मावर्तेकदेशेकन्याकौमारिकाक्षेत्रेरेवायाः उत्तरे तीरेशालीवाहनशकेबौद्धावतारे अमुकनाम्निसंवत्सरेअमुकयने, अमुकर्त्तौ,अमुकमासे,अमुकपक्षे अमुकनक्षत्रे, अमुकस्थितेचंद्रे,अमुकस्थितेश्रीसूर्ये,अमुकस्थितेदेवगुरौ, शेषेषुग्रहेषुयथायथाराशिस्थानानिस्थितेषुसत्सुएवंग्रहगणविशेषणविशिष्टायांपुण्यतिथौममात्मनःपुराणोक्तफलप्राप्त्यर्थंअमुक देवताप्रीत्यर्थंयथाज्ञानेनयथामिलितोपचारद्रव्यैःपूजन महंकरिष्ये ॥

હાથમાં જળ લઈને ઉપરનો સંકલ્પ બોલી જઈને તે જળ તરભાણાંમાં મૂકી દેવું સંકલ્પનો અર્થ શ્રીમન્ મહા

પુરૂષ વિષ્ણુ ભગવાનની આજ્ઞા વડે પ્રવર્ત્તમાન ( ચાલતો ) હમણાં બ્રહ્માના બીજા પોહોરના અર્ધા હિસ્સામાં વિષ્ણુ પદમાં વારાહ કલ્પમાં તથા ચૌદ મનુના મધ્યે વૈવસ્વત મન્વંતરમાં ચાર યુગમાંથી ચાલતા કળીયુગમાં તેના પેહેલા ચરણમાં ભરતખંડમાં જંબુદ્વીપમાં આર્યાવર્તમાં આવેલા એક ભાગમાં કન્યા કુમારી ક્ષેત્રમાં નર્મદાના ઉતર ભાગમાં શાલી વાહનના શકમાં દશ અવતારમાંથી ચાલતા બૌધ અવતારમાં ચોસઠ સંવત્સરમાંથી ચાલતો જે સંવત્સર હોય તેમાં બે અયનમાંથી જે અયન ચાલતો હોય તેમાં છ ઋતુઓમાંથી ચાલતીરૂતુમાં બાર મહીનામાંના ચાલતામહીનામાં બે પક્ષમાંથી ચાલતા પક્ષમાં સોળ તિથીઓમાંની જે તિથી હોય તેમાં સાતવારમાંથી જે વાર હોય તેમાં સતાવીસ નક્ષત્રમાંથી જે તે દિવસના નક્ષત્રમાં બાર રાશી માંહેની જે રાશી ઉપર ચંદ્ર હોય તે રાશીના ચંદ્રમાં બાર સંક્રાંતિમાની જે રાશી ઉપર સૂર્ય હોય તેમાં, બારમાંથી જે રાશી ઉપર બૃહસ્પતિ હોય તે રાશીસ્થ બૃહસ્પતિમાં અને એ પ્રમાણે બાકીના ગ્રહગણ પોત પોતાની રાશી ઉપર સ્થિત છે. એવા પ્રકારની શુભ પુણ્ય તિથીમાં મારા આત્માને સ્મૃતિ તથા પુરાણોમાં કેહેલા ફળની પ્રાપ્તિ થવા માટે તથા અમુક

દેવતાની પ્રીતિ માટે મારી બુદ્ધિ પ્રમાણે મારાથી બનતી પૂજા સામગ્રી વડે હું પૂજા કરૂંછું.

• વિષ્ણુ ભક્ત હોય તો વિષ્ણુનુ નામ બોલવું, શિવ ભકત હોય તો શીવનું બોલવું.—

कलशपुजा ॥ तत्रादौकलशाराधनंशंखघंटाद्यर्चनं करिष्ये ॥ गंगेचयमुनेचैवगोदावरिसरस्वति॥नर्मदेसिंधुकावेरिजलेस्मिन्संनिधिंकुरु॥ कशस्थगंगायैनमःसर्वोपचारार्थेगंधाक्षतपुष्पसमर्पयामि ॥

અર્થ—હે ગંગા હે યમુના હે ગોદાવરી, હે સરસ્વતિ, હે નર્મદા, હે સિંધુ, હે કાવેરી તમો સર્વ આ મારા પૂજાના જળમાં પ્રત્યક્ષ થાઓ—

પ્રધાન સંકલ્પ કર્યા પછી કલશ વીગેરેની પૂજાનો સંકલ્પ કરવો તેમાં ઉપર લખેલો શ્લોક ભણી જળનું અભિમંત્રણ કરીને ચંદન અક્ષત પુષ્પથી પૂજન કરવું.

शंखपूजा ॥ त्वंपुरासागरोत्पन्नोविष्णुनाविधृतेःकरे ॥ निर्मितः सर्वदेवानांपांचजन्यनमोस्तुते ॥ शं-

खायनमः स्नानं गंधपुष्पंच्चसमर्पयामि ॥ शंखज-
लेनापूर्य ॥

અર્થ—તમે પ્રથમ સમુદ્રમાં ઉત્પન્ન થયેલા તથા વિષ્ણુ ભગવાને પોતાના હસ્ત વિષે ધારણ કરેલા અને સર્વ દેવતાઓની પૂજા માટે નિર્માણ થયેલા એવા શંખ દેવતા તમને નમસ્કાર કરીયે છીયે.

ઉપરનો મંત્ર ભણીને શંખનું પૂજન કરવું અને તેમાં જળ ભરવું.—

घंटापूजनम् ।आगमार्थंतुदेवानांगमनार्थंतुरक्षसाम्।
कूर्वे घंटारवंतत्रदेवतास्थान सन्निधौ । घंटायनमः
स्नानंगंधपुष्पाक्षतंच्चसमर्पयामि । घंटानादंकुर्यात्
। कलशोदकेनशंखोदकेनचपूजाद्रव्याणिसंप्रोक्ष्य।
पुष्पांजलिंगृहीत्वाध्यायेत्

અર્થ—દેવતાના આવાહન માટે તથા રાક્ષસોને દૂર થવા માટે દેવના સ્થાન આગળ ઘંટાનો શબ્દ કરૂં છું.

ઉપરનો મંત્ર ભણીને ઘંટાનું પૂજન કરવું ઘંટાનો

શબ્દ કરીને ઠેકાણે મૂકવી અને પછી કલશ તથા શંખ-માંના જળવડે પુજન સામગ્રીનુ પ્રોક્ષણ કરવું. પછી ફુલ તુળશી વીગેરે હાથમાં લઈને મુખ્ય દેવતાનું ધ્યાન કરવું.

विष्णुध्यानम् ॥ शान्ताकारंभुजगशयनंपद्मनाभंसुरेशंविश्वाधांरगगनसदृशंमेघवर्णशुभांगम् ॥ लक्ष्मीकान्तंकमलनयनंयोगिभिर्ध्यानगम्यंवन्देविष्णुंभवभयहरंसर्वलोकैकनाथम् ।१। नमोभगवतेवासुदेवायश्रीमहाविष्णवेनमः ध्यानार्थेपुष्पांजलिंसमर्पयामि ॥४॥

અર્થ—જે ભગવાનની શાંત આકૃતિ છે. અને શેષનારાયણ ઉપર શયનકરીપોઢયા છે. જેમની નાભિના વિષે કમળ છે. અને સર્વ દેવના સ્વામી. વિશ્વના આધાર ભૂત આકાશના સરખા મેઘ (શ્યામ) વર્ણના. સુંદરઅંગવાળા લક્ષ્મીજીના કાંત કમળ પત્ર સરખા નેત્રવાળા. યોગી જનોએ ધ્યાન કરી સાક્ષાત્કાર કરેલા સંસારના ભયને નાશ કરનાર સર્વ લોકના એક નાથ. એવા વિષ્ણુ ભગવાનને હું નમન કરૂંછુ. ?

પૂજામાં મુખ્ય દેવ વિષ્ણુ હોયતો ઉપરનો શ્લોક ભણી-ને પુષ્પાંજલિ ચઢાવવી.

शिवध्यानम् ॥ शांतंपद्मासनस्थंशशिधरमुकुटंपंच वक्रंत्रिनेत्रंशूलंवज्रंचखड्गंपरशुमभयदंदाक्षिणांगेव हंतम् । नागंपाशंचघंटांप्रलयहुतवहंचांकुशंवामभा गेसर्वालंकार दीप्तंस्फटिकमणिनिभंपार्वतीशंनमा-मि ॥२॥ नमोभगवतेरुद्रायश्रीमहारुद्रसांबसदाशि वायनमः । ध्यानार्थेपुष्पांजलिंसमर्पयामि ॥

અર્થ–શાંત સ્વરૂપ પદ્માસનથી બેઠેલા. જટા મુકુટમાં ચંદ્રની રેખાને ધારણ કરનાર, પાંચમુખવાળા, ત્રણ નેત્રવાળા, ત્રિશૂળ, વજ્ર, ખડ્ગ, પરશુ, અને અભય (વરદાન) ને દ-ક્ષિણ અંગમાં ધારણ કરનાર તથા નાગ (સર્પ) પાશ (દોરડું) ઘંટા, પ્રલયાગ્નિ, અને અંકુશને વામભાગે ધારણ કરનાર એવા સર્વ અલંકારોથી સુશોભિત, સ્ફટિક મણીની કાંતિ સ-રખી ઉજવળ કાંતિવાળા પાર્વતીજીના પતિ શ્રી શંકરને હું નમસ્કાર કરૂં છું. (૨) પૂજામાં મુખ્યદેવશંકર હોયતો ઉપર-

નું બીજું ધ્યાન ભણીને મંત્ર પુષ્પાંજલિ ચઢાવવી. અને છેવટ સુધી તે પ્રમાણે દરેક ઉપચાર વખતે ધ્યાનના શ્લોક પછી જે મૂળ મંત્રલખ્યો છે. તે ભણીને પૂજા કરવી—

**आसनम् ॥ आसनेस्मिंश्वदेवेशसुखस्पर्शेसुनिर्मले ॥ उपविश्येश्वरेदानींसर्वदाशांतिदोभव ॥ नमोभगवतेवासुदेवाय श्रीमद्ब्रह्मविष्णवेनमः आसनंसमर्पयामि । इतिविष्णुपक्षे. । शिवपक्षेतु । नमोभगवतेरुद्रायश्रीमहारुद्रसांबसदाशिवायनमः। आसनंसमर्पयामि एवं सर्वत्र ॥**

અર્થ–હે સર્વના સ્વામી. આ સ્વચ્છ નિર્મળ અને સુખસ્પર્શ આસન ઉપર બેશીને હે ઇશ્વર આ અમારા પૂજન વખતે નિરંતર અમને શાંતિકારક થાઓ-ઉપરનો શ્લોક ભણીને ત્યાર પછી મૂળ મંત્ર ભણીને જ્યાં દેવ બેસારવાના હોય ત્યાં આસન (ગાદી અગર વિષ્ણુને તુળશી ને શીવને માટે બીલીપત્ર) મૂકવું.

**पाद्यम् ॥ गंगादिसर्वतीर्थेभ्योमयाप्रार्थनयाहृतम्**

। तोयमेततसुखस्पर्शंपाद्यर्थंप्रतिगृह्यताम् । मूलमंत्रेणपादयोः पाद्यंसमर्पयामि ॥

અર્થ—ગંગા વીગેરે પુણ્ય તીર્થોની પ્રાર્થના કરીને પવિત્ર કરેલું ને મેં પૂજનને માટે આણેલું સુખકારક જળ હે પરમેશ્વર તમારા ચરણ ધોવામાટે તમને અર્પણ કરૂં છું તે કૃપા કરીને સ્વીકાર કરો—

આ શ્લોક ભણી મુખ્ય દેવનો મૂળમંત્ર ભણીને પાદ્ય અર્પણ કરવું—

अर्घ्यम् । गंधोदकेनपुष्पेणचंदनेसुगंधिना । अर्घ्यंगृहाणदेवेशभक्तिमेह्यचलांकुरु ॥ मूलमंत्रेण हस्त योः अर्घ्यंसमर्पयामि ॥

અર્થ—ચંદન વાળુ તથા પુષ્પ વીગેરે સુગંધી પદાર્થોથી મિશ્રિત એવું અર્ઘ્યનું જળ હે સર્વ દેવના અધીશ તમે ગ્રહણ કરો ને તમારે વિષે મારી નિશ્ચલ ભક્તિ થાય તેમ મારી બુદ્ધિમાં હમેશાં પ્રેરણા કરો આ મંત્ર વડે અર્ઘ્ય અર્પણ કરવો.

आचमनीयम् । कर्पूरोशीरसुरभिशीतलंविमलंजलम् ॥ गंगायास्तुसमानीतंगृहाणाचमनीयकम्॥ मूलमंत्रेणआचमनीयंसमर्पयामि ॥

અર્થ—કપુર તથા વીરણના વાળાથી સુગંધવાળુ સ્વચ્છ નિર્મળ અને શીતળ મારૂં લાવેલું ગંગાનું જળ હે દેવ તમે આચમનને અર્થે ગ્રહણ કરો.

આ શ્લોક ભણીને મૂળ મંત્રવડે આચમનીયનુ જળ અર્પણ કરવું.

स्नानम् ॥ मंदाकिन्याः समानीतंहेमांभोरुहवासितम् ॥ स्नानायतेमयाभक्त्यानीरंस्वीक्रियतांविभो ॥ मूलमंत्रेणस्नानंसमर्पयामि ॥

અર્થ—સુવણ સરખા સુંદર પરાગથી મિશ્રીત સુરભિત (મંદાકીની ગંગાનું જળ) હું ભકિતથી લાવ્યોછું તે કૃપા-કરીને હે પ્રભુ તમે સ્વીકાર કરો—

આ મંત્ર ભણીને સ્નાન ને માટે જળ અર્પણ કરવું.

मूलमंत्रेणसकलपूजार्थेगंधपुष्पंसमर्पयामि ॥ नि-र्माल्यमुत्तरेविसृज्य ॥ महिम्नस्तोत्रेणान्यैरभिषेक मंत्रैर्वाऽभिषेकंकुर्यात् ॥ ततःशुद्धोदकेनस्नापयि-त्वास्वासने, उपवेशयेत् ॥

ત્યારપછી દેવતાના મૂલમંત્રથી ચંદન પુષ્પ ચઢાવવાં,એ પ્રમાણે પૂર્વારાધન કરીને નિર્માલ્ય દેવ ઉપરથી ઉતારી નાંખી ડાબી બાજુએ નાંખવાં પછી મહિમ્ન સ્તોત્રથી અગર બીજા અભિષેક મંત્રથી દેવ ઉપર અભિષેક કરવો.પછી ચોખ્ખું જળ ચઢાવીને નવરાવીને પછી પ્રથમ કલ્પેલા આસન ઉપર બેસારવા પછી વસ્ત્રથી પૂજન આરંભવું.

वस्त्रम् ॥ यथोक्तमूलमंत्रेणवस्त्रोपवस्त्रंतदभावेवि-ष्णवेतुलसीपत्रंशिवायाबिल्वपत्रंचसमर्पयामि ॥

પ્રથમ કહી ગયેલા મૂલમંત્રથી વસ્ત્ર અને ઉપવસ્ત્ર ચઢાવવાં. તે ના હોયતો તેના અભાવમાં વિષ્ણુને તુલસીપત્ર અને શંકરને બીલીપત્ર ચઢાવવાં—

यज्ञोपवीतम् ॥ यथोक्तमूलमंत्रेणयज्ञोपवीतंपरिक-

ल्पयामि ॥ आचमनीयंसमर्पयामि ॥

પ્રથમ કહી ગયેલા મૂલ મંત્રવડે યજ્ઞોપવીત (જનોઇ) ચઢાવવું અથવા. તેની ભાવના કરી જળ મૂકવું અને આ ચમનનું જળ આપવું.

चंदनम् ॥ श्रीखंडंचंदनंदिव्यंगंधाढ्यंसुमनोहरम्॥ विलेपनंसुरश्रेष्टचंदनंमप्रतिगृह्यताम् ॥ मूलमंत्रेण विलेपनार्थेचंदनं समर्पयामि ॥

અર્થ-બિલીપત્રના કાષ્ઠનું તથા સુખડના કાષ્ટનું દિવ્યમનોહર અને અત્યંત સુગંધીદાર હે દેવતમે ચંદન ગ્રહણ કરો.

ઉપરનો શ્લોક ભણીને મૂલમંત્રથી ચંદન ચઢાવવું-

अक्षताः ॥ अक्षताश्चसुरश्रेष्ठाःकुंकुमोक्ताःसुशोभिताः॥ मयानिवेदिताभक्त्यागृहाणपरमेश्वर ॥ मूलमंत्रेणअलंकारार्थे अक्षतान्समर्पयामि ॥

અર્થ—હે સુરોત્તમ, પરમેશ્વર કંકુ વીગેરે સુગંધી દ્રવ્યથી મોહિલા સુંદર અક્ષત (ચોખા) ભક્તિથી મેં અર્પણ કરેલાને ગ્રહણ કરો.

पुष्पाणि ॥ माल्यादीनिसुगंधीनिमालत्यादीनिवै प्रभो ॥ मयाहृतानिपूजार्थंपुष्पाणिप्रतिगृह्यताम्॥ मूलमंत्रेणपूजार्थे ऋतुकालोद्भवपुष्पाणिसमर्पयामि ॥ तुलसीपत्राणिविष्णवे शिवायाबिल्वपत्राणि समर्पयामि ॥

અર્થ—સારાં સુગંધીદાર માલતી, બીજા પુષ્પો તથા તેની માળાઓ મેં પૂજાને માટે સંપાદન કરી તેનો હે પ્રભુ તમો સ્વીકાર કરો.

ઉપરનો શ્લોક ભણીને મૂલમંત્રથી ફુલ તુળશી, બીલીપત્ર વીગેરે ચઢાવવાં.

धूपम् ॥ वनस्पतिरसोद्भूतोगंधाढ्योगंधउत्तमः ॥ आघ्रेयःसर्वदेवानांधूपोयंप्रतिगृह्यताम्। मूलमंत्रेण धूपंसमर्पयामि ॥

અર્થ—વનસ્પતિના રસથી ઉત્પન્ન થયેલો, અત્યંત સુગંધીદાર ઉત્તમ સુગંધવાળો તેમજ સર્વ દેવોને સુંઘવા લાયક એવો આ ધુપ હે દેવ તમે સ્વીકાર કરો.

ઉપરનો શ્લોક ભણી મૂલમંત્રથી ધુપ સળગાવીને દેવના આગળ ધરવો.

दीपः ॥ आज्यंचवर्तिसंयुक्तंवह्निनायोजितंमया॥ दीपंगृहाणदेवेशत्रैलोक्यतिमिरापह । मूलमंत्रेण दीपंसमर्पयामि ॥

અર્થ—ત્રણ લોકના અંધકારને નાશ કરનાર એવા હે સર્વ દેવોના સ્વામી-દીવેટ અને ઘીથી તૈયાર કરી અગ્નિથી સળગાવેલો દીવો તમે ગ્રહણ કરો.

ઉપરનો શ્લોક ભણીને મૂલમંત્રથી દીવો સળગાવીને દેવના આગળ ધરવો.

नैवेद्यम् ॥ शर्कराखंडखाद्यानिदधिक्षीरघृतानिच । आहारंभक्षभोज्यंचनैवेद्यंप्रतिगृह्यताम् । मूलमंत्रेण नैवेद्यार्थेशर्कराखंडनैवेद्यंसमर्पयामि ॥

સાકર, ખાંડ તથા સુકો મેવો, દુધ, દહી, ઘી વગેરે સારાં ભક્ષ્ય ભોજ્ય પદાર્થોનું અહારરૂપ નૈવેદ્ય હે દેવ તમે ગ્રહણ કરો.

ઉપરના શ્લોકથી, સાકર અગર દૂધ વીગેરેનું નૈવેદ્ય ધરાવવું.

**फलतांबूलम् । पूगीफलंमहद्दिव्यंनागवल्लीदलैर्युतम् ॥ कर्पूरेलासमायुक्तंतांबूलंप्रतिगृह्यताम् । मूलमंत्रेणमुखवासार्थंपूगीफलतांबूलंसमर्पयामि ॥**

અર્થ—નાગરવેલના પાનમાં ઇલાયચી કર્પૂર તથા સુંદર સોપારી સાથેનું પાનનું બીડું હે પરમેશ્વર તમે ગ્રહણ કરો.

ઉપરનો શ્લોક ભણી મૂલમંત્ર વડે પાન સોપારી લવીંગ ઇલાયચી વીગેરે દેવને ધરાવવાં.

**दक्षिणा हिरण्यगर्भगर्भस्थंहेमबीजंविभावसोः॥अनंतपुण्यफलदमतः शांतिंप्रयच्छमे । मूलमंत्रेणहिरण्यदक्षिणांसमर्पयामि । परिकल्पयामिवा**

અર્થ—હિરણ્યગર્ભ (વિષ્ણુના) ગર્ભમાં રહેલું ને સૂર્યનું બીજરૂપ અખુટપુણ્ય ફળને આપનારૂં સુવર્ણ અર્પણ કરૂં છું તેથી. હે પરમેશ્વર મને સદા સર્વદા સુખશાંતી આપો.

ઉપરનો શ્લોકભણીને મૂલમંત્રથી દક્ષીણા અર્પણ કરવી.

**आरार्त्तिकम् कर्पूरेणवाऽन्येनघृतदीपेनकुर्यात्। दी-**

पंप्रज्वाल्यआरार्तिक्यंदीपायनमःगंधपुष्पंसमर्पया मिघंटांवाद्यनदेवाग्रेभ्रामयित्वाअनेनश्लोकद्वयेन। कर्पूरगौरंकरुणावतारंसंसारसारंभुजगेंद्रहारम् ॥ स दावसंतंहृदयारविंदेभवंभवानीसहितंनमामि॥१॥ चंद्रादित्यौचधरणीविद्युदग्निस्तथैवच।त्वमेवसर्वज्यो तींर्षिआर्त्तिक्यंप्रतिगृह्यताम् ॥२॥ मूलमंत्रेणआ रार्तिक्यदीपंसमर्पयामि ॥

અર્થ—કપુર સરખા ગોરા મહાદયાળુ સંસારમાં સાર ભુત સર્પની માળાને ધારણ કરનાર અને હમેશાં યોગીઓના હૃદય કમલમાં નિવાસ કરનાર એવા પાર્વતી સહિત શં- કરને હું પગે લાગુંછું. ( ૧ ) ચંદ્ર, સૂર્ય,પૃથ્વી, વીજળી અગ્ની વીગેરે તે જો મય પદાર્થોમાં મહા તેજસ્વી એવા હે દેવ તમે આરતીનો સ્વીકાર કરો.(૨) કપુરની અથવા બીજા ઘીના દીવાની આરતી સળગાવવી ને તેને ચદન ફુલ ચ- ઢાવવાં પછી ઘંટ વગાડીને દેવના આગળ ઉપર લખેલા બે શ્લોકો ભણીને ઉતારવી.

जलेन प्रदक्षिणांकृत्वादेवेभ्योवंदनंदर्शयित्वा॥ स्व

**यंवंदनंकूर्यात । ततोध्यानोक्तमंत्रेणमूलमंत्रेणपु- ष्पांजलिंसमर्पयामि ॥ ध्यानमंत्रौतुशांताकारं ॥ शांतंपद्मासनस्थमितिवा ॥**

પછી તે આરતીની પાછળ જળની પ્રદક્ષિણા કરવી દેવને નીવેદન કરવી પછી પોતે વંદન લેવું ત્યારબાદ ધ્યાન વખતે જેશ્લોક તથા મૂલમંત્ર લખ્યો છે. તે મંત્રથી દેવ મુખ્ય હોય તે દેવનો ધ્યાન મંત્ર ભણીને પુષ્પાંજલી અર્પણ કરવો—

**प्रदक्षिणा यानिकानिचपापानिब्रह्महत्यासमानि- च । तानितानिविनश्यंतिप्रदक्षिणपदेपदे। प्रदक्षि- णांसमर्पयामि ॥**

ઉપરનો શ્લોક ભણીને પ્રથમ કહેલા મૂળમંત્રથી પ્રદક્ષિણા કરવી.

અર્થ—બ્રહ્મહત્યા સરખાં જે જે કંઇપાતકો તે તે પાતકો ભગવાનની પ્રદક્ષિણાના પગલે પગલે નાશ પામે છે.

**प्रार्थना—नमोस्त्वनंतायसहस्रमुर्त्तयेसहस्रपादाक्षि**

शिरोरुबाहवे ॥ सहस्रनाम्नेपुरुषायशाश्वतेसहस्रको
टीयुगधारिणेनमः॥१॥ करचरणकृतंवाकायजंकर्म-
जंवाश्रवणनयनजंवामानसंवापराधं॥विहितमविहि
तंवासर्वमेतत्क्षमस्वजयजयकरुणाब्धेश्रीमहादेव-
शंभो।२।कायेनवाचामनसेंद्रियैर्वाबुध्यात्मभावात्प्रकृ
तिस्वभावा।करोमियद्यत्सकलंपरस्मैनारायणायेति
समर्पयामि।३।आवाहनंनजानामिनजानामितवा
र्चनंपूजांचैवनजानामिक्षम्यतांपरमेश्वर।४।अपराध
सहस्राणिक्रीयन्तेऽहर्निशंमया ॥ दासोहमितिमां
मत्वाक्षमस्वपरमेश्वर ॥५॥ यस्यस्मृत्वाचनामोक्त्या
तपः पूजाक्रियादिषु ॥ न्यूनंसंपूर्णतांयातिसद्यो
वंदेतमच्युतम ॥ अनेनमत्कृतेनयथाशक्तियथाज्ञा
नेन यथा मिलितोपचारद्रव्यैःअमुकदेवस्यपूजना
ख्येनकर्मणाअमुकदेवताप्रीयताम् ॥ तत्सतब्रह्मा
र्पणमस्तु॥विष्णवेनमः त्रिवारम् ॥ शिवायनमइ

तित्रिवारंवदेत् ॥ अकालमृत्युहरणंसर्वव्याधिविनाशनम् ॥ देव पादोदकंतीर्थंजठरेधारयाम्यहम्॥ इतिमंत्रेणचरणामृतंगृण्हीयात् ॥ इतिदेवपूजा ॥

ઉપર લખેલા શ્લોકોવડે હાથ જોડીને દેવની પાર્થના તથા નમસ્કાર કરવા અને પૂજા સમાપ્તિ થયાનો સંકલ્પ કરી જલ મૂકવું.

અર્થ—અનંત સહસ્ત્ર જેની મૂરતિઓ છે. અને હજારો જેના ચરણો નેત્રો જંઘા અને હસ્ત છે, અને હજારો નામવાળા નિત્ય, ( क्षयरहित ) આદિ પુરૂષ કે જણે અનંત કોટી યુગને ધારણ કર્યા છે. એવા પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ૧ હાથ પગથી કરેલા અગર સર્વ શરીરથી થયેલા અગર કર્મથી થયેલા શ્રવણ (કાન) થી થયેલા નેત્રથી થયેલા અથવા મનથી થયેલા અને કરવાનાં સતકર્મ નહિ કરવાથી થયેલા તમામ અપરાધોની હે કરૂણા સાગર. માહાદેવ (શંકર)આ તમારા ભકતજનને ક્ષમા આપો એટલે સહાય થાઓ—૨—હું કાયાથી, વાણીથી, મનથી, અને ઇંદ્રીયોથી, બુદ્ધિથી ને અંતઃકરણના ભાવથી ને પ્રકૃતિના સ્વભાવથી જે કાંઇ સત્કર્મ કરૂં છું તે સર્વ

શ્રી નારાયણ પરમાત્માને નિવેદન ( અર્પણ ) કરૂં છું—૩—પરમાત્મા હું તમારૂં આવાહન ( તેડુ ) નથી જાણતો અને તમારૂં યથાર્થ પૂજન નથી કરી જાણતો અને તમારી સેવા (ચાકરિ) પણ નથિ સમજતો માટે હે ઇશ્વર મારા ઉપર ક્ષમા કરો એટલે દેવનુ પૂજન નિરભિમાનપણે કરવું તે સૂચવે છે–૪–મારાથી દહાડોને રાત તમારા હજારો અપરાધ થાય છે તે માટે હે પરમેશ્વર હું આપનો દાસ છું. એમ જાણીને ક્ષમા આપો—૫—જે પરમાત્માના સ્મરણથી અથવા નામનો ઉચ્ચાર કરવાથી જપ તપ પૂજનાદિ ક્રિયાઓમાં જો ન્યુનતા હોય તો જેનાથી પરીપૂર્ણતા થાય છે. એવા અચ્યુત પરમાત્માને હું વંદન કરૂં છું–૬–આ મારા કરેલા મારી શક્તિ પ્રમાણે મારા જ્ઞાન મુજબ અને જે વખતે જે જે મળેલા પૂજન ઉપચારના દ્રવ્યથી દેવના પૂજનવડે મને તેતે દેવ પ્રસન્ન થાઓ અને મારૂં કરેલું પૂજન વીગરે, બ્રહ્મને અર્પણ થાય એમ કરી જળ મૂકવું, પછી ત્રણ વખત વિષ્ણુનું સ્મરણ કરવું ને ત્રણ વખત શંકર નામનું ઉચ્ચારણ કરવું ને પછી ચરણામૃત પીવું–અર્થ-અકાલ મૃત્યુને નાશ કરનારૂ અને સર્વ વ્યાધી (રોગો) ને દૂર કરનારૂં એવું દેવનું જે ચરણોદક

(નવરાત્યાનું જળ) રૂપી તીર્થ હું મારા જઠર (પેટ)માં ધારણ કરૂં છું એટલે પીઉં છું—

अथब्रह्मयज्ञः ॥ देवपूजांसमाप्यमध्यान्हसंध्यांविधायततोब्रह्मयज्ञंकुर्यात्।सयथा।आचम्यप्राणानाय म्यदेशकालौसंकीर्त्य श्री परमेश्वर प्रीत्यर्थंब्रह्मय ज्ञेनयक्ष्ये ॥दर्भगर्भब्रह्मांजलिंकृत्वा॥ ऋग्वेदायनमः यजुर्वेदायनमः सामवेदायनमः अथर्ववेदायनमः शिक्षायैनमः कल्पायनमः व्याकरणायनमः निरुक्तायनमः ज्योतिषेनमः छंदोभ्योनमः अध्यात्मविद्यायनमः इतिहासपुराणेभ्योनमः ॥ तर्कविद्यायैनमः पूर्वमीमांसायैनमः उत्तरमीमांसायैनमः इतिजपित्वादेवताभ्यः पितृभ्यश्च महायोगिभ्यएवच ॥ नमः स्वाहायैस्वधायैनित्य मेवनमोनमः ॥ इतित्रिर्जपित्वा ॥ विद्याधरतपोयोनिरयोनिर्विष्णुरीडितः ॥ वाग्यज्ञेनार्चितोदेवः

प्रीयतांमेजनार्दनः ॥ इत्युत्काउदकंस्पृशेत् ॥

બ્રહ્મયજ્ઞ એ પંચ મહાયજ્ઞ પૈકીનો પ્રથમ યજ્ઞ છે. એટલે જે અધિકારીછે તે પ્રમાણે વેદ વેદાંગ શાસ્ત્ર,પુરાણ,ઇતિહાસ, કર્મકાંડ તથા વેદાંત વીગેરેનો પાઠ કરવો તે અને પુરાણોક્ત કર્મના અધિકારીઓને પણ **नमस्कारेण मंत्रेण पंचयज्ञान हापयेत् ॥** એમ યાજ્ઞવલ્કય પોતાની સ્મૃતિમાં લખે છે કે નમસ્કાર મંત્રથી પણ પંચ મહાયજ્ઞનો ત્યાગ કરવો નહીં,માટે તે કર્મનિષ્ટ મહાશયોને માન્ય છે.

તેનો ક્રમ પૂજા થઈ રહ્યા પછી મધ્યાન્હ સંધ્યા કરીને પછી આચમન પ્રાણાયામ કરવું. પછી પૂજાની શરૂઆતમાં લખ્યા પ્રમાણે દેશકાલનું ઉચ્ચારણ કરીને ઈશ્વર પ્રીત્યર્થે બ્રહ્મયજ્ઞનો સંકલ્પ મૂકવો. પછી પદ્માસનથી બેઠેલા કર્ત્તાએ પોતાના જમણા ઢીંચણ ઉપર ડાબો હાથ ચતો મૂકીને તેમાં દર્ભ તથા જળ રાખીને ઉપર જમણો હાથ ઢાંકીને ઉપર લખેલા વિધિનો પાઠ કરવો.

અર્થ—ઋગ્વેદને પગે લાગુંછું, યજુર્વેદને, સામવેદને, અથર્વવેદને,સર્વ શાસ્ત્ર તથા પુરાણોનું મૂળ વેદછે તે આખી સ-

હિનુ કારણ વેદ છે. માટે પ્રથમ ચારે વેદને પગે લાગવું. પછી શિક્ષા (વેદ કેવી રીતે ભણવાતેની રીત) ને પગે લાગું છું—કલ્પ (સૂત્ર કે જે વેદ મંત્રોથી કર્મકાંડ કેમ કરવું તે વિધિ દેખાડનાર) ને નમન કરૂ છું. વ્યાકરણ (શુદ્ધ શબ્દોચ્ચાર કેવી રીતે કરવા તે દર્શાવનાર)ને પ્રણામ કરૂ છું. નિરૂક્ત (વેદના અમુક અમુક મંત્રોની વ્યાખ્યા વિસ્તારથી વર્ણન જેમાં છે તે) ને નમું છું. જ્યોતિષ (ગ્રહ, નક્ષત્ર, સૂર્ય ચંદ્ર વીગેરે અંતરિક્ષ ખગોળવિદ્યાને સિદ્ધ કરનાર તથા કાલમાન દર્શાવનાર) ને પગે લાગું છું. છંદ એટલે માત્રામેળ તથા અક્ષરોનું પરિમાણ દેખાડનારને પગે લાગું છું. અધ્યાત્મવિદ્યા (આત્મજ્ઞાન નિરૂપણ કરનાર) ને નમું છું. ઇતિહાસ (ભારત—રામાયણ વીગેરે) પુરાણ (મચ્છ, કુર્મ, વરાહ વીગેરે અષ્ટાદશ.) ને નમસ્કાર કરૂં છું. તર્ક વિદ્યા (કણાદ તથા ગૌતમ મુની પ્રણિત) ને વંદન કરૂં છું. પૂર્વમીમાંસા (કર્મકાંડ તથા ધર્મશાસ્ત્ર) ને પ્રણામ કરૂં છું ઉત્તરમીમાંસા (જગત્ મિથ્યારૂપ માની બ્રહ્મપ્રતિપાદન કરનાર) ને પગે લાગું છું.

દેવતાઓને, પિતરોને ને મોટા મોટા યાજ્ઞવલ્કય સરખા યોગીઓને તથા સ્વાહાને સ્વધાને દરરોજ અવશ્ય નમસ્કાર કરૂં છું.

ततोदेवर्षिपितृणांजलेनतर्पणंकुर्यात् यथा ब्रह्मा-
तृप्यताम्,विष्णुस्तृप्यताम् , रुद्रस्तृ० प्रजापतिस्तृ०
देवास्तृप्यंताम्,छंदांसिस्तृ० वेदास्तृ० ऋषयस्तृ०पुरा
णाचार्यास्तृ०गंधर्वास्तृ०इतराचार्या० संवत्सरस्तृप्य
ताम्,सावयवस्तृ०देव्यप्सरसस्तृ०देवानुगास्तृ०नागा
स्तृ०सागरास्तृ०पर्वतास्तृ०सरितास्तृ०औषधयस्तृ०भूत
ग्रामचतुर्विधस्तृ०अथऋषयःनिवितिकृत्वा,उदग्रदर्भ-
मध्येन प्रजापातितीर्थेनातिळाक्षतामिश्रौद्वौद्वावंज-
ली मंत्रावृत्यादद्यात्. सनकस्तृ० सनंदनः सना-
तनः कपिलस्तृ० आसुरस्तृ० वोढाः पंचशिखःअ
थपितृतर्पणं दक्षिणाभिमुखः सव्यंजान्वाच्यप्रा-
चीनावीतिपितृतीर्थेनाद्विगुणदर्भैस्तिलमिश्रां स्त्रीं
स्त्रीनिंजलीन्दद्यात् ॥ वसवस्तृप्यंताम्० रुद्रास्तु०
आदित्यास्तृ०परुतस्तृ० अश्विन्यौस्तृप्येताम् कव्य
वाडनलस्तृ० सोमस्तृ० यमस्तृ० अर्यमातृ० अ-

ग्निष्वात्तास्तृ० सोमपास्तृ० बर्हिषदस्तृ० यमस्तृ० धर्मराजस्तृ० मृत्युस्तृ० अंतकस्तृ० वैवस्वतस्तृ० कालस्तृ० सर्वभूतक्षयस्तृ० औदुंबरस्तृ० दध्नस्तृ० नीलस्तृ०परमेष्ठिनस्तृ०वृकोदरस्तृ० चित्रस्तृ चित्रगुप्तस्तृ० जीवतपितृकोप्येतदंतंसर्वास्तत्पर्यंतमृतापितृकस्य विशेषमाह ॥ पितृभ्योनमइत्यवाह्यकाश्यप गोत्रः अस्मत्पिताऽमुकदासस्तृप्यतामंत्रिवारंजलंदद्यात्एवमग्रेपि, पितामहः प्रपितामहः॥ काश्यपगोत्राऽस्मन्माता अमुकीदेवीदातृप्यताम् ॥ ऐवंपितामही, प्रपितामहीसापत्नमाताचगोत्रःअस्मन्माहतामहः अमुकदासः सपत्निकस्तृ एवंमातुः पितामहः मातुः प्रपितामहः, भार्याअमुकीदास्तृ० तनयः पुत्रीः पितृव्यकः मातुलः भ्राता, पितृभगिनी मातृ भगिनि, आत्मभगिनी,श्वशुरः गुरुः आप्तस्तृप्यताम् आब्रह्मस्तंबपर्यंतदेव-

र्षिपितृमानवाः ॥ तृप्यंतुपितरः सर्वेमातृमाता महाद्यः ॥ अतीतः कुलकोटीनांसप्तद्वीपनिवासिनां ॥ आ ब्रह्मभुवनालोकादिदमस्तुतिलोदकं ॥ येके चास्मत कुलेजाता अपुत्रागोत्रिणोमृताः ॥ तेगृण्हंतुमयादत्तंवस्त्रनिष्पीड्यनोदकम् ॥ अनेन तर्पणाख्येनकर्मणाभगवान्पितरः स्वरूपीजनार्दनवासुदेवः प्रीयताम् ॥

બ્રહ્મયજ્ઞ થઇ રહ્યા પછી તર્પણ કરવું. તે એ પ્રમાણે કે પ્રથમ-દેવતાઓનું પછી ઋષિઓનું ને છેવટે પિતૃ દેવતાઓનું તેમજ પોતાના પિતરોનું તર્પણ ઉપર લખેલા વિધિથી કરવું.

પિતૃ તર્પણમાં નિચે લખેલા સંબંધીઓ મૃત થયા હોય તો તેમનું નામ દેઇને અંજલીઓ પિતૃ તીર્થ (તર્જની આંગળીના મૂળ પ્રદેશ)થી જળ આપવું તેમાં પ્રથમ પિતા, પિતામહ (બાપના બાપ)પ્રપિતામહ (તેમના બાપ) બીજું માતૃપાર્વણ તેમાં માતા (મા) પિતામહી (બાપની મા) પ્र-

પિતા મહી (તેમના બાપની મા )સાપત્નમાતા (ઓરમન મા)

માતા મહ માના બાપ વડીઆઇ નાશ પામ્યાં હોય તો તેમનો સાથે ઉચ્ચાર લેવો. તેમના બાપ એટલે માના બાપના બાપ ઉપર પ્રમાણે.

તેમના બાપ—એટલે માના બાપથી ત્રીજા પુરૂષ ઉપર પ્રમાણે ઉચાર લેવા.પોતાની સ્ત્રી,પોતાનો પરણેલો દીકરો અ-ગર દીકરી—કાકા, સ્ત્રી, પુત્ર ગત થયા હોય તો તેમનો પણ મામા કાકા પ્રમાણે સગાભાઇનું (કાકા પ્રમાણે. )ફોઈ( તેમના ધણી તથા પુત્ર વીગેરે નાશ પામ્યા હોય તો તેમને પણ તર્પણમાં લેવાં ) માશી (ફોઈ પ્રમાણે ) બેન (ફોઇ પ્રમાણે ) સસરા ( સાસુ, સાળો વીગેરે નાશ પામ્યા હોય તો તેમને પણ લેવો )પોતાના ગુરૂ (સસરા પ્રમાણે )દીકરો ગત થયા હોય તો લેવાં. ભાઇબંધ ઉપર પ્રમાણે.

ઉપર લખેલા સર્વ સંબંધીયોમાં જે કોઇ મરણ પામેલાં હોય તેમજ લગ્ન થઈ મરણ પામ્યાં હોય અર્થાત બાળકો નહીં એવાંનું તર્પણ કરવું.

બ્રહ્મથી આરંભીને તરણા સુધી એટલે આખા જગતમાં જેટલા દેવ;ઋષિઓ, પિતરો, તથા મનુષ્યો અને માતા મહા-

દિક પિતરો સર્વ મારી અંજલીના જળથી તૃપ્ત થાઓ.

સાતે દ્વીપમાં નિવાસ કરનાર કરોડો વંશમાં (કુળમાં) ઉત્પન્ન થયેલા પ્રાણીઓને આ મારૂ તિલોદક તર્પણનું જળ તૃપ્ત કરો.

હમારા કુળમાં તેમજ ગોત્રમાં જે ઉત્પન્ન થયેલો છે. અને તે પુત્ર વિનાના મરણ પામ્યા છે. તેઓ આ મારા તર્પણના જળમાંજ વસ્ત્ર બોલીને તેમને અર્થે નિચોવુ છું તે જળ તેમની તૃપ્તિને ઉપયોગી થાઓ. આ તર્પણના કર્મથી પિતૃ રૂપ જનાર્દન વાસુદેવ ભગવાન પ્રસન્ન થાઓ.

**अथवैश्वदेवः आचम्यपवित्रप्राणिः, प्राणानायम्य देशकालौस्मृत्वा. पंचसूनादोषपरिहारार्थं अन्न-संस्कारार्थं श्रीयज्ञरूपी परमेश्वरप्रीत्यर्थंप्रातः सायं-वैश्वदेवाख्यंकर्मतंत्रेणकरिष्ये, इतिसंकल्प.**

વૈશ્વદેવ ઘરમાં સ્વભાવિક થતાં પાંચ પાતકથી મુકત થવા અન્નની પવિત્રતા માટે જે હવન રૂપ કાર્ય કરાય તે.

પ્રથમ આચમન કરવું પવિત્ર (દર્ભની વીંટી) પેહેરીને પ્રાણાયામ કરવું પછી હાથમાં જળ લઇને ઉપર લખે-

લો વિધિ બોલીને સંકલ્પ કરવો.

વૈશ્વદેવ. દરેક પાક વખતે જુદો કરવો પડે છે પણ એકજ વખત બનવો મુશ્કેલ છે તો દરેક વખત નહીં કરતાં સવાર સાંજનો ભેગો કરવો.

स्थंडिलंसमृज्यगोमयेनोपलिप्य. यज्ञियकाष्ठेनोल्लिख्यअनामिकाङ्गुष्ठेनोधृत्य, अग्निमुपसमाधाय, अग्नयेनमःइतिस्थापयेत्, प्रोक्षितेंधनानिनिक्षिप्य, वेणुधमन्याप्रज्वाल्यध्यायेत्. मुखंयः सर्वदेवानांहव्यभूक्कव्यभुक्तथा ॥ पितृणांचनमस्तस्मैविष्णवेपावकात्मने ॥ अग्नेवैश्वानरशांडिल्यगोत्र मेषध्वजप्राङ्मुखः सन्ममसंमुखोभव.

સ્થંડિલ એટલે ઓટલી અગર ચોરસું અથવા તો તાંબાનું વૈશ્વદેવ પાત્ર જે હોય તેને પ્રથમ વાળીને સાફ કરવું. પછી ગાયના છાણથી, અગર કેવળ પાણીથી લીંપવું, અથવા છાંટવું. યજ્ઞમાં ઉપયોગી આવે તેવા કાષ્ટથી અગર દર્ભથી રેખાઓ ત્રણ લીટીઓ પશ્ચીમમાંથી પૂર્વ તરફ ખેંચવી. ( દક્ષિણથી ખેંચતાં ઉત્તર તરફ જવું ) પછી તે ત્રણ

રેખાઓમાંથી ઓટલી હોય તો તેની માટી. ત્રીજી આંગળી અને અંગુઠાથી લઇને ત્રણ વખત બહાર કાઢી નાંખવી અગ્નિ ચોખ્ખા વાસણમાં મંગાવીને સ્થાપન કરવો.

પછી છોડીયાં બગર છાંણાં ઉપર જળ છાંટી તેમાં નાંખવા. પછી ભુંગળીથી પવન નાંખી જ્વાળા કરવી. પછી લખેલા શ્લોકથી ધ્યાન કરવું. તેનો અર્થ દેવતાઓનું તથા પિતરોનું મુખ (મોઢા)રૂપ તથા હવ્ય (હોમનું દ્રવ્ય)ને કવ્ય (શ્રાધમાં થતું આગ્નૌ કરણ વીગેરે)નું ભક્ષણ કરનાર એવા અગ્ની રૂપ ભગવાનને પગે લાગું છું.

હે અગ્ની, હે વૈશ્વાનર, હે થાંડિલ્ય ગોત્રના, હે બકરાની આકૃતિથી અંકિત થયેલી ધ્વજાવાળા, પૂર્વ દિશા તરફથી મોં ફેરવી મારા સામા બેસો.

**अग्निंपरिसमूहनं, त्रिवारं, अग्निपर्युक्षणं, त्रिवारं-अग्नौचरुंश्रपयित्वातेनगृहसिध्धान्नेन, तंदुलैरा-ज्येनवाहोमंकुर्यात्, तद्रव्यमग्नौनिधाय, उद्वास्य-आज्येनाभिघार्यज्जुहुयात्.**

અગ્નીના સ્થાપનની પાછળ જળ ત્રણ વખત ફેરવવું. પાછું ફરીથી પણ એજ પ્રમાણે ત્રણવાર જળ ફેરવવું, તે

અગ્નીમાં ભાત ચઢાવવો અગર ઘરમાં રાંધેલા ભાતથી ભાત ન કર્યો હોય તો કોરા ચોખાથી ને ચોખા ના હોય તો કેવળ ઘીથી પણ વૈશ્વ દેવનો હોમ કરવો—અને તેમાંનું જે દ્રવ્ય હોય તેને અગ્ની ઉપર મૂકવું. પછી નીચે ઉતારી તેમાં ઘી નાંખવું. પછી હોમ કરવો.

अग्नयेनमः इदमग्नयेनमम, एवंत्यागंसर्वत्रकुर्यात् वायवेनमः इदंवायवे॰ सूर्यायनमः इदंसूर्याय॰ प्रजापतयेनमः इदंप्रजापतये॰ अग्नयेनमः इदमग्नय॰ ब्रह्मणेनमः इदंब्रह्मणे॰ प्रजापतयेनमः इदंप्रजापतये॰ गृहेभ्योनमः इदंगृहेभ्यो॰ कश्यपायनमः इदंकश्यपाय॰ अनुमतयेनमः इदमनुमतये॰ विश्वेभ्योदेवेभ्योनमः इदंविश्वेभ्योदेवेभ्यो॰ अग्नयेस्विष्टकृतेनमः इदमग्नयेस्विष्टकृते॰ पुनः पर्युक्षणंकृत्वागंधाक्षतैसंपूज्यप्रणमेत्. विभूतिंधृत्वा.

આ ઉપર લખેલા મંત્રો બોલીને અગીયાર વખત આહુતિ આપવી પછી બાકી રહેલું અન્ન બલીદાન માટે રાખીને

હોમી દેવું. બારમી આહુતિ સ્વીષ્ટ કૃતની કહેવાય. પાછુ ફરીથી અગ્ની પાછળ જળ ફેરવવું. ચંદન ફુલથી પૂજન કરવું. વિભૂતિ ધારણ કરીને પગે લગાવવું.

ततोबलीदानं भूमौप्रादेशमात्रचतुरस्रंमंडलंकृत्वा, तत्रद्रव्यत्यागंकुर्यात् ॥ यथा पर्जन्यायनमः ॥ इदंपर्जन्यायनमम। एवंसर्वत्र। अम्द्भयोनमः इदमभ्द्यो० पृथिव्यैनमः इदंपृथिव्यै० धात्रेनमः इदंधात्रे० विधात्रेनमः इदंविधात्रे० इंद्रायनमः इदमिंद्राय० धर्मराजायनमः इदंधर्मराजाय० वरुणायनमः इदंवरुणाय कुबेरायनमः इदंकुबेराय० धन्वंतरयेनमः इदंधन्वंतरय० वायवेनमः इदंवायवे० ब्रह्मणेनमः इदं ब्रह्मणे० अंतरिक्षायनमः इदमंतरिक्षाय० विश्वेभ्योदेवेभ्योनमः इदंविश्वेभ्योदेवेभ्यो० सर्वेभ्योभूतेभ्योनमः इदंसर्वेभ्योभूतेभ्यो० दक्षिणेपितृभ्यः स्वधानमःइदंपितृभ्यो०

अपउपस्पृश्य.

ઉપર લખેલા વિધીથી બલિદાન કરવું તેમાં પ્રથમ જમીન ઉપર ગાયના છાંણથી અથવા જળથી લીંપીને ચેઃખું મંડળ કરવું અને ત્યાં ભાતનું અગર ચોખા હોય તો તેનું બલીદાન ઉપર લખેલા મંત્રો ભણીને મૂકવું ને તે થયા પછી જળનો સ્પર્શ કરવો એટલે જરા હાથ ધોઈ નાંખવો ત્યાર પછી કાગડા વીગેરેને માટે બલીદાન શ્લોક ભણીને મુકવાં તે નીચે પ્રમાણે.

द्वौश्वानौश्यामशबलौवैवस्वतकुलोद्भवौ ॥ ताभ्यांपिंडं प्रदास्यामिस्यातामेता वहिंसकौ ॥ १ ॥ श्वभ्यांनमःइदंश्वभ्यांनमम ॥ पुनराक्षय ॥ ऐंद्रवारुणवायव्याः सौम्यावै नैर्ऋतास्तथा ॥ वायसाः प्रतिगृण्हंतु भूमौपिंडमयार्पितम् ॥ २ ॥ वायसेभ्योनमः इदंवायसेयानेमम ॥ गोभ्योनमः इदंगोभ्यो० ॥

વૈવસ્વતના કુળમાં ઉત્પન્ન થયેલા શ્યામ અને શબલ

નામના બે શ્વાનને બલીદાનનો ગ્રાસ આપીશ તેથી તેઓ હિં-
સા રહિત થાઓ.૧એ મંત્રથી શ્વાનને બલીદાન આપવું પછી
કાગડાને ઉપર લખેલા મંત્રથી આપવું. પૂર્વ દિશાના
વાયવ્ય કોણના દક્ષિણ દિશાના નૈઋત્ય કોણના કાગડાઓ
મે ભોંય ઉપર અર્પણ કરેલો ગ્રાસ ગ્રહણ કરો એમ કહી
મૂકી દેવું. પછી ગાયને માટે ગ્રાસ મૂકવો.

शक्तश्चेत् पुनरादाय विष्णुपुराणोक्त मंत्रेवलिं
दद्यात्यथादेवामनुष्याः पशवोवयांसिसिद्धाः स-
यक्षोरगदैत्यसंघाः प्रेताः पिशाचातरवः समस्ता
येचान्नमिछंतिमयाप्रदत्तम्इदंदेवादिभ्योनमम ।१।

શક્તિમાન હોય ને કર્મમાં વખત પહોંચતો હોય તો
વિષ્ણુ પુરાણમાં દર્શાવેલા બલીદાન આપવાં તે નીચે પ્રમાણે.

દેવતાઓ, મનુષ્યો, પશુઓ, કાગડાઓ, સિદ્ધો, યક્ષ,
સર્પને દૈત્યોના ટોળાં, પ્રેત,પિશાચ, વૃક્ષો વીગેરે જે અન્નની
ઈચ્છા રાખે છે તેમને મેં અન્ન અર્પણ કર્યું.

पिपिलिकाः कीटपतंगकाद्याबुभुक्षिताः कर्मनि
बंधबद्धाः॥ प्रयांतुतेतृप्तिमिदंमयान्नंतेभ्योपिसृष्टंसु-

स्विनोभवतु ॥ इदंपिपिलिकादिभ्योनमम ॥

કીડીઓ, કીડાઓ, પતંગીયા વીગેરે ખાવાની ઈચ્છા કરનારાં તથા પોતાના કર્મથી બંધન થયેલા પ્રાણીઓ તૃપ્ત થાઓ. મેં તેમને અર્થે અન્ન મૂકયું છે તે ખાઈને તેઓ સુખી થાઓ---૨

येयांनमातानपितानबंधुर्नैवान्नसिद्धिर्नचतृप्तिरस्ति ॥ ततत्तृप्तयेऽन्नंभुविदत्तमेतत्तेयांतुतृप्तिंमुदिताभवंतु ॥ ३ ॥ इदंमनाथबंधुभ्योनमम ॥

જેમને માતા નથી પિતા નથી તથા ભાંઇ ભાંડુ પણ નથી તેમને અન્ન મળતુનથી જેથી તેઓની તૃપ્તિ પણ નથી તેવાની તૃપ્તિ માટે ભૂમિ ઉપર અન્ન અર્પણ કરયું છે તેથી તેઓ તૃપ્ત થઈને તે ખુશી થાઓ---૩

इत्युच्चार्यनरोदद्यादन्नंश्रद्धासमन्वितः ॥ भुविभुतोपकारायगृहिसर्वयाश्रोयतः ॥ ४ ॥ श्वचांडाल विहंगानांभुविदद्यात्ततोनरः ॥ येचान्येपतिताः केचिन्दपुत्राभुविमानवाः ॥ ५ ॥

એ પ્રમાણે ઉચ્ચાર કરીને માણસે શ્રદ્ધાથી પ્રાણીમાત્રના ઉપકારને અર્થે પૃથ્વી ઉપર અન્ન નાંખવું. જેથી અનાથ પશુ પક્ષી જીવ જંતુ વીગેરેનું પોષણ થાય અને તેટલાજ માટે ગ્રહસ્થાશ્રમ સર્વને આશ્રય ભૂત છે.—૪

કુતરાં ચાંડાલ તથા પક્ષીઓને માટે પૃથ્વી ઉપર અન્ન મૂકવું. અને તે વિના કેટલાક પતિત અને પુત્ર વીનાના નિરાધાર છે તેમને પણ અન્ન આપવું. ૫

**ततो गोदोहनकालंतिष्ठत्अतिथीप्रतीक्ष्यहस्तौपादौप्रक्षाल्यगृहंप्रवेशयेतआचम्य ॥ शांतिः शांतिः शांतिः प्रमादात्कुर्वतांकर्मप्रच्यवेताध्वरेषुच ॥ स्मरणादेवताद्विष्णोः संपूर्णस्यादितिश्रुतिः ॥ अनेनवैश्वदेवपूर्वकबलिदानाख्येनकर्मणाभगवानयज्ञरूपीमहाविष्णुः प्रीयताम् ॥**

બળીદાન આપ્યા પછી ગાય દોવાય તેટલો વખત ત્યાં ઉભા રહેવું અને તેટલા વખતમાં કોઇ યાચક આવી

ચઢે તો તેને ખવરાવવું. ઘરમાં આવી આચમન કરી સંપૂર્ણ થયાનો સંકલ્પ મૂકવો. એ પ્રમાણે વૈશ્વદેવનું કર્મ પુરૂં થયું. પછી પોતે ભોજન કરવું. તે વખતે અપોશન કર[illegible]

समाप्त.

